

આજ સુધી કદી નહી બહાર
પડેલી, બહોળા સુધારા
વધારા સાથે-(સચીત્ર)



# ચતુરસુંદર ગરબાવળી



છપાવી પ્રસિદ્ધ કર્તા
બુકસેલર મણીલાલ ભાઇશંકર વ્યાસ
ઠે૦ [illegible]ગમપુરા આ[illegible]શેરી-સુરત



આવૃત્તી ૨ જી (કોપીરાઈટ) સંવત ૧૯૮૧

સુરત બ[illegible]નપુરી [illegible]
આવેલ " અનાવિલ બ[illegible] "
પ્રીન્ટીંગ પ્રેસમા ગોવિંદજી
ડાહ્યાભાઈ નાયકે છાપ્યુ



દશ આના

બાર આના

# શ્રી અંબાજી.



મૂળ મડાણ મહેશ્વરી, બાકીના છે સવ,
વેદ પુરાણ છાપ છે, ખાલી ન કરવો ગર્વ



# ચતુર સુંદર

# ગરબાવળી



**મીરાંબાઇનો ગરબો—:રાગ-ગરબી:—**

પ્રભુ પાલવ પકડી રહી છુ પુરણ પ્રેમથીરે,
મારા છેલ છબીલા અંતરના આધાર
ઉભી અરજ કરે છે **મીરાં** રાંકડીરે—(ટેક)
તમે દાસી તણા દુ ખ—હરી દુર કરોરે,
શીશ નામી મારા પ્રભુને પ્રણામ-ઉભી અરજ૦

**સાખી** } સાસરીઆમા સુખ નહીં મહીયરીએ નહિ માન,
સુખ દુ ખની મારી વાટડી, કોઇ ન ધરતુ કાન

નથી રહેવુ મારે **રાણાજીના** રાજમારે,
**રાણો** રાશે ભરીયો કપટી કુડો કથ-ઉભી અરજ૦

સાખી } આ વખત હરી આવજો, વિઠ્ઠલ ધાજો વ્હાર,
ગોવિંદ સાથે ગોઠડી, અબળાના આધાર

વેરી વસમો જાણી વેગે વેહેલા આવજોરે,
નહી તો જરૂર મારા જીવનુ જોખમ થાય–ઉભી અરજ૦

સાખી } ઉંડે કુવે ઉતરીયા, તરત તુટીયુ વરત,
તારણ વાળો તારસે, શામળીઓ સમરથ.

એવા વીવેકી વીઠ્ઠલને જાવુ વારણેરે,
કે જેથી ટળે હરીજનોના અતર ઉચાટ–ઉભી અરજ૦

સાખી } વિશ્વાસે વળગી રહી, ત્રીકુમ રાખે ટેક,
અળગી નહી તમ આગળે, મન ધરી વિવેક.

ભક્ત સારૂ આવે, ભાવે ભુદર ભેટવારે,
પત રાખો હરી સાચા સુદર શ્યામ–ઉભી અરજ૦

સાખી } નિતિધર્મ નવ ચુકવો, જયા સુધી ઘટમા પ્રાણ,
સહેજે સીંધુ ઉતરે, હરી ઉગારે હાણ

નિત્ય નામ લેતા પાપી પાવન થાયછેરે,
પ્રભુ રાખો મુને પ્રેમ ધરીને પાસ–ઉભી અરજ૦

સાખી } રૂપાળા રણછોડજી, નમી નમી લાગુ પાય,
દુષ્ટ કથને દુર કરો, જેતી શાતી થાય

તમ દર્શન દીઠેથી દુખ જાયછેરે,
આવો ભેટવા ભાવ ધરીને ભગવાન–ઉભી અરજ૦

સાખી } ભક્તી ભેદના વેદને, શુ જાણે ગમાર,
છોટમદાસની વીનતી, ગાજો નરને નાર.

હરી ભજે તેની આશા પુરણ થાયછેરે,
અતે જાય બેસી વૈકુંઠે વિમાન–ઉભી અરજ૦

**મીરાંબાઇનો ગરબો—(બીજો)— રાગ–ગરબી —**

કોઈ **મીરાંને** મનાવી વ્હેલા આવજોરે,
તેને આપુ વેડ વીંટી ને ભ ડાર,
જાવો તેડવા ને વાર લાગે નહીંરે,

**સાખી** } રાણો કાગળ મોકલે, દેજો મીરાને હાથ,
કથ રૂદન કરે ઘણું, છોડી ચાલ્યા સાથ.

મારે અન્ન તો લીધાની છે આખડીરે,
નહીં તો જરૂર મારા જીવનુ જોખમ થાય–કોઇ મીરાને૦

**સાખી** } શુ કરૂ આ સાહ્યબી, મુજને છે ધીક્કાર,
વગર વાકે કહાડીઆ, સમજો નહીં કઇ સાર

મારા મનની વાતો મનમા રહીરે,
ગયા પછી હવે હાથ ઘસે શુ થાય–કોઇ મીરાને૦

**સાખી** } **સતી** મનાવી લાવજો, સદાય પામુ સુખ,
કયારે આવે એ **સતી**, જોવું મારે મુખ.

મારો અમુલખ મનખો એળે ગયોરે,
એવે લાવ્યો, ખેપીઓ ખબર તેણી વાર–કોઈ મીરાને૦

**સાખી** } સાને શોક ધરો હવે, થનાર વસ્તુ થાય,
(એતો)તેજમા તેજ સમાઈ ગયા,શામળીયાની માંય.

એવો ભકતી કેરો અતી પ્રતાપ છેરે,
સોની છોડી લાગે નમી નમીને પાય–કોઇ મીરાને૦

## નળરાજાનો ગરબો— રાગ-બરાનપુરી —



રે નળરાજાનુ આખ્યાન,
તમે ધરી લ્યોને ધ્યાન,
દમયતી સ્વયવર કહુ તમને.
કે નૈષદ દેશનો રાય,
તે તો મૃગયા રમવા જાય,
ત્યાથી લાવ્યો જનાવર એક,
હ સને
હસ કરવા લાગ્યો વાત,
રાજા નળની સગાથ,
મુને મુકી દો મહારાજ,
મારી નારી રૂવે, શુ કહુ તુમને.
સો પુત્રની તે છે માત, તેને મળી આવુ આજ,-
આપ્યુ વચન, છોડી દીધો હસને .
હસ ઉડયો ઉડયો જાય, એની નારીની પાસ,
ત્રણ દીવસમા આવ્યો રાજા કને ...

સાખી } રાજા હસ ઘેર આવિયા, તેને હૈયે હરખ ન માય,
હસ વાહન બ્રહ્મા તણુ, તેને ખોટા કેમ કહેવાય.

તે વચન આપ્યુ મુજને, રાજા કહે છે હસને,
તુ કન્યા લાવ શોધીને-હસ ઉડયો ઉડયો જાયે,
શોધ્યા સ્વર્ગને પાતાળ,ત્યાથી ઉડયો કુદનપુર નગરીમાં -
કુંદનપુરનો છે રાય, રાજા ભીમક કહેવાય,

તેની પુત્રી કુવારી એક **દમયતી**–
તે તો કુમારી કહેવાય, સુખે રહે છે વાડી માય
**હસ** જઈ બેઠો ત્યાય, એક ઝાડ ઉપર–કરે **નળ**ના વખાણ,
(તે તો) થયુ કન્યાને જાણ–જુવો કોણ બોલે નર વાડીમા

**સાખી** } **દમયતી**એ દાસીને કહ્યુ, જુઓ કોણ બોલે વાડી માહ્ય,
એવો નર એ કોણ છે, વળી કેમ કરી ઓળખાય.

દાસી ફરતી ફરતી આવી, **હસ** બેઠો નીચી ડાળી,
વહાલો હાથે કરીને પકડાઈ ગયો
નારીએ ચાપ્યો રૂદીઆ સાથ, પછી **નળ**ની પુછી વાત,
એવા **નળ** કુવારા કેમ રહ્યા
**હસ** કહેવા લાગ્યો વાત, રાણી **દમયતી** સાથ
કે જેના તેજ થકી રવી જ ખવાઈ ગયા
(પછી) નારીનુ વચન લઈ જ્યા, **હંસ** ઉડયો છે ત્યા,
પાછો ફરીને **નૈષદ** દેશ ગયો

**સાખી** } રાજા **ભીમકની** પુત્રી, તેની કદળી સરખી કાય,
ત્રણ ભુવન શોધી વળ્યો, (પણ) એવી કન્યા મળે ના ક્યાય

તેના તેજ તણો નહિ પાર. તમે શુ કરો વિચાર,
જઈ પરણો કન્યા **દમયતી**, એમ રાજા નળને કહ્યુ
(હવે)–**નારદમુની** કહેવાય, તે તો દેવ સભામા જાય,
(તેણે) જઇ કહ્યા સમાચાર ઈંદ્રને....
**વાયુ વરૂણ અગ્નિ** આવ્યા, જોડે **યમરાજા**ને લાવ્યા,
ઘણા ચરિત્ર કીધા રાજા–નળને છળવાને.. ...

સાખી } પાચે મ ડપમા ગયા, ધરી નળનુ રૂપ;
} આવી વરમાળા આપવા, તે બની ગઈ તદરૂપ.

પુત્રી પુછે પીતાને વાત, માળા કોને આરોપુ,
અહીં આવ્યા છે પાચે આ નળ બની .

નારી ફરતી ફરતી આવી, વરમાળા આરોપી નળરાજાને,
એક એકને દીધા શ્રાપ, રીંછ રોઝ વાઘ વાદર બન્યા,
તેતો દેવ સભામા ગયા, એ તો ઓશીયાળા થયા
ઘરની નારીઓ મહેણા દે છે, એમ કહે છે ખુશાલદાસ,
સાબાશ જગજીવન એ પછી કળજુગ વ્યાપ્યો નળરાજાને.

**શ્રી બજરંગી—હનુમાનનો-ગરબોઃ—**



અજનીનો જાયો **હનમાનરે** સમરૂ બજરગી,
એને ચઢે છે તેલ સીંદુરરે સમરૂ બજરગી;
મારા **રામ** તણા રખવાળરે સમરૂ બજરગી.

સાખી શનીવારે કરૂ તમારી સ્થાપના ને ભોમે કરૂ ભોવન,
કપુરે ઉતારૂ આરતી, એવા સકળ સ્વરૂપ **હનમાનરે**—સ૦

માતાજીના વચન સાભળીને, બાપના પાળવા બોલ,
અયોધ્યાનુ રાજ મુકી રામ-લક્ષમણે, ભોગવીયાં વનવાસરે—સ૦
**રામે** રથ જોડીઆ, **સીતાને** લીધા સાથ,
વનના વલકલ પહેરીઆરે, સાથે ચાલ્યા છે લક્ષમણ વીરરે—સ૦
વનમા જઈ મઢી કરીને, ત્યા પુર્યો છે વાસ;
લક્ષમણ સરીખા બધવા નહી મળેરે, તમને ફળનું લાવી
આપનાર કોણરે—સ૦

રામ ગોડે તલાવડીને, લક્ષ્મણ બાંધે પાળ;
સોના કેરે ઘડુલેરે સીતા ડમરોને ભરવા જાયરે—સ૦
સીતાની વાડીમાં તે, મૃગલો ચરી ચરી જાય;
કહો મરાવું પેલા મૃગનેરે, મારા કાચા તે વનફળ ખાયરે—સ૦
મૃગ મરાવી કારમો ને, તેની ઉતરાવું છાલ,
તેનો સીવડાવું કંચવોરે, હું તો હીંડુ ચમકતી ચાલરે—સ૦
મરીચી મૃગ થઇ આવીઓને, સીતાને લાગી રડ,
હો મારા રામજીરે, કંથ કાચલડી સીવડાવોરે—સ૦
સુતર ભરેલો કચવોરે, ચામડાની શી રડ,
આપણા સ્વારથને કારણેરે, પેલા પશુના શીદ લેવા પ્રાણરે—સ૦
સીતા કહે નહી પીયરીએ ને, નહી માને મોસાળ;
નહી મારે કંથ કહ્યાગરા ને મારા મનની કોણ પુરે આશરે—સ૦
ભાથામાથી બાણ કાઢીયું ને, રામજીએ લીધું હાથ;
મૃગ મારવા રામ સંચર્યારે મુકી સીતાને લક્ષ્મણ સાથરે—સ૦
પહેલું બાણ રામે સાંધીયુંને, વાગ્યું મૃગને શરીર,
મૃગ મરતા પોકારીઓરે, ધાજો ધાજો લક્ષ્મણ વીરરે—સ૦
સીતા કહે તમે સાભળોને, બોલાવે તમ વીર,
લક્ષ્મણ કહે ખોટી વાત છે, કંઇ કપટ જેવી વાતરે—સ૦
કપટ છે તમ હૈલડા વિશે હું સમજી આ વાર,
ભીડ પડી બાંધવને વન વિશેરે, તમે બેઠા કરો વિચારરે—સ૦
કુદ્રષ્ટી મુજપર તમ તણી એ, તેમા નહી સંદેહ,
જાણ્યા તમને લક્ષ્મણ દીયરારે, જાણ્યા પાપ તમારા આજરે—સ૦

સીતાના વચન વાગ્યા રૂદે વિષે, ને ચઢી લક્ષ્મણને રીસ,
મઢીને ફરતી ચોકી મુકીનેરે, ચાલ્યા ત્યાથી તે દીસરે–સ૦
ધુપ પડે ધરતી તપેરે, જોગી ઉભો બહાર,
સત્ય પાળવાને કારણેરે, ભીક્ષા આપો હો રામ કેરી નારરે–સ૦
આપવી હોય તો આપો મનેરે નીકર મુખે કહો નાય,
વાર થાય મને ઘણી, મારો સગ કેદારનાથનો જાયરે–સ૦
ઉચી મેડી આકાશમાને, નીચા સરોવર ઘાટ,
સીતાને રાવણ હરી ગયોરે, પછી મઢીમા ઉડે કાગરે–સ૦
રાવણને જોઇ સીતા સતી, કરતા ઘણો વિલાપ,
ન કહેવાના વચન લક્ષમણને કહ્યારે, લીધુ પાપમાથે અમાપરે–સ૦
સત્ય વચની સત્ય બાધવા ને, સત્યના ચાલનહાર,
આગળ બુધી મારી પોહચી નહીને, ઘણા કર્યા તીરસ્કારરે–સ૦
નીચ બુધી સ્ત્રી જાતનીરે, નહી મનમા કાઇ વીચાર,
પોતાના સ્વારથને કારણેરે કરે પુરૂષને ખુવારરે–સ૦
મૃગ મારી રામ આવીઆને આડો ઉતર્યો સાપ,
ઓ મારા બધવારે આજે વિપ્રીત દીસે વાતરે–સ૦
ધનુષ મેલ્યા ટુકડાને, બાણજ મેલ્યા બહાર,
ઓ મારા સગુણ બધવારે, ગઇ સકુળની–નીજ નારરે–સ૦
મે જાણ્યુ લક્ષ્મણ સુલક્ષણોને સારા કરશે કામ,
ના માર્યો વનમા મૃગલોરે, નવ રાખી સકુળની નારરે–સ૦
કુવા ઢાકણ ઢાકણને, ખેતર ઢાકણ વાડ,
બાપનુ ઢાકણ બેટડાને, ઘરનુ તે ઢાકણ નારરે–સ૦

રામ રૂવેને લક્ષમણ રીઝવેરે, ના રોસો મારા વીર,
બીજી પરણાવશુ સુંદરીરે તેનુ નામ ધારવીશુ સીતા નારરે—સ૦
જળ જળ કમળ ના નીપજે, વન વન ચંદન ન હોય,
સતી સીતા એક છેરે એવી ઘેર ઘેર સીતા ના હોયરે—સ૦
રામ રૂવે, લક્ષ્મણ રૂવે, રૂવે વનના તે પંખી જન,
ના રૂવે હનુમાન એકલા,એને સીતા લાવ્યાની ઘણી હામરે—સ૦
રામે બીડા આપીઆને, હનુમાને લીધા તે હાથ,
આજ્ઞા હોય તો ઉડીયેરે તેડી લઇ આવુ સીતા માતરે—સ૦
ત્યાથી હનુમાન ઉડીયાને, પડયા લંકાની માય,
જોર્યા ચોર્યાશી ચઉટાંને જોયા બાવન બજારરે—સ૦
જોઇ રાવણની રાણીઓને જોયા રાવણના મહેલ,
જોઇ રાવણની મેડીયોરે, પછી પેઠા તે વાડી માયરે—સ૦
વાડીમા જઇ વનફળ લાવતાને, તેનો કરતા અહાર,
લીલી વાડી સુકી કરીરે, પછી દીઠા છે સીતા માતરે—સ૦
ક્યાથી તમે અહીં આવીઆને, શુ છેતમારૂ નામ ?
કોણે તમને મોકલ્યારે, અહીં શુ છે તમારે કામરે—સ૦
રામે અમને મોકલ્યાને, હનુમાન છે મારૂ નામ,
પંચવટીથી અમે આવીયારે, મારે શોધ લેવાનુ કામરે—સ૦
આગળ દરીયો જળ ભર્યોને ત્યાં રાક્ષસનો ભય,
શી રીતે તમે આવીયારે, શાથી પહોચી તમારી હામરે—સ૦
સાત સમુદ્ર સુકા કરૂને રાક્ષસને મારૂ ઠેર,
આજ્ઞા હોય તો ઉડીયેરે લઇ જાવુ માતાજી ઘેરરે—સ૦

વાડી સઘળી ઉજડ કરીને, **લગાડી લંકામાં લહાય,**
**અક્ષયાદી** કુવર મારીયારે, વરતાવ્યો લંકામા કેરરે–સ૦
ત્યાથી **હનુમાન** ઉડીઆને આવ્યા **રામજી** પાસ,
**રામને** સમાચાર આપીઆરે કુશળ છે **સીતા માતરે**–સ૦
ત્યાથી **રામ** ચાલીયાને આવ્યા **લંકાની** માય,
પથ્થર કેરી પાળ બાધીને સૈન ઉતાર્યું પેલે પારરે–સ૦
**લંકાગઢ રામ** પહોચીયાને **રાવણને** થઈ છે જાણ,
**ઇંદ્રજીત** યુધ્ધે ચઢયોરે ત્યારે **લક્ષમણને** મુરછા થાયરે–સ૦
કડવી હોજો લીંબડીને શીતળ હોજો છાય,
બંધવ હોય બોલકણારે, પણ અંતે પોતાની બાયરે–સ૦
સુખમા સંભારે **સુંદરીને** દુખમા સંભારે **રામ;**
વનમા સંભારે બંધવોરે મારી ભાગીજમણા હાથની બાયરે–સ૦
નવ મહીના ઉદરમા રાખીયાને નવ જાણી માની વાત,
બાળપણામા જેની મા મરેરે, તેને ચોદીશાના વાયરા વાયરે–સ૦

---

દુખના બેલી બંધવાને માડી જાયા વીર
તેની તોલે કોઇ ન હોયરે, એ તો સુખ દુખમા સાથરે–સ૦
લક્ષ્મણ જાગ્યાને હોજીરે બંધવ બોલને એકવાર,
માત વીના સુની બેટડીને, ભાઇ વીના સુની બેનરે
આવ્યાતા આપણ ત્રણજણાને, હવે કેમ જઈશ હુ એકાએકરે,
માત તે મારી પુછશે ત્યારે હુ શો ઉત્તર દઈસરે.
ચઉદ વરસ વન વિષે રહ્યા નવ જાણી દુ:ખની વાત,
અંતે મને દગો કરીને તમે ચાલ્યા ગયા મુજ ભ્રાત,

બ્રહ્મચર્ય વ્રત તમે પાળીયુને તજી નિદ્રાને આહારરે
રાત દીવસ ચોકી કરી અમ તણી રહી ઘર બહાર,
પુત્ર વિના પરીવાર સુનો સ્ત્રી વિના ઘરબારરે
બંધુ વિના બેલ નહી કોઇની મિત્ર વીના શો વીચાર,
ભરત, શત્રુઘ્ન મને પુછશે કયા ગયો લક્ષ્મણ ભાઇરે
આવી વાત તમારી સાભળીને રોશે સુમીત્રા માઇરે,
ઉઠો બંધવ વાર થાય છે, મારવો રાવણ રાયરે
પછી જઇએ અવધપુર વીશે, સાથે લઈ સીતાય,
રામના વીલાપ જોઇને રૂવે સેના તમામ

---

ધનવતરી વઇદે ઉપાઈ શોધીયોને, કીધી આજ્ઞા હનુમાન–સ૰
હનુમત મન હીંમત ધરીને દ્રોણાચળ લેવા જાય,
પલક એકમા પાછા આવીયારે, વળી લક્ષમની મુર્છાટરે–સ૰
કુંભકર્ણ ઇંદ્રજીતને મારીયા, બહુ બળીઆ કુમાર,
જમાઇ મરાયા સઘળા રાવણનારે પછી રાય કરે વિચારરે–સ૰
અહી મહી મીત્ર પોતા તણા ને તેડાવ્યા રાવણે સાર,
રામ લક્ષમણને તે ચોરી ગયારે, મહીકાવતી નીરધારરે–સ૰
પ્રભાતે શોધ કીધી સેનામાને નવ દીઠા લક્ષમણ રામ,
સૈન્યા રોવા લાગી બધી રામનીરે, રોવા લાગ્યા અષ્ટ પ્રધાનરે–સ૰
હનુમાને પગલા કહાડીયાને, આવ્યા સમુદર તીર,
મકરધ્વજને ત્યા બાધીઓરે, એ તો ગયા છે પેલી પારરે–સ૰
દેવી દેરામા પેસીને ત્યા દેવી બન્યા તતખેવ,
રામ લક્ષમણતો ત્યા આવીયારે એમણે કીધીછે હનુમ તસેવરે–સ૰

મહીરાવણનુ મોત સાધીને તેને પણ માર્યો ઠાર,
તેની રાણીને વરદાન આપીયારે પછી આવ્યા તે લંકા મોઝાર—સ૦
લંકામા યુધ્ધ કરીને છેદ્યા રાવણના શીશ,
અસુરનો અંત આણીયોરે, પછી હરખ પામ્યા જુગદીશરે—સ૦
રાણી કીધી મંદોદરીને, આપ્યુ વિભિષણને રાજ,
સીતા લઈ રામ સંચર્યાને, આવ્યા અયોધ્યા મોઝારરે—સ૦
માતાએ મોતીડે વધાવીઆને હઈડે હરખ ન માય,
મોતી કેરા ચોક પુરીઆરે, લીલા નૌતમ ત્યાં તો થાયરે—સ૦
છોડાવી અંધરમ, અમર તણાને, ટાળ્યા પ્રજાના દુઃખ,
લાડ પાળ્યા માતા તણારે, લવલેશ રાખ્યા નવ દુઃખરે—સ૦
રૂડા ગરબા બજરંગી તણોને, વાચો નિત્ય નરનાર,
હનુમંત કેરા પ્રતાપથીરે, છોટે કહે ઉતરો ભવપારરે—સ૦

પંદર તિથિનો ગરબો. —▭—

સખી પડવે તે પંથ ચાલ્યારે, મહાવનના તે મારગ ઝાલ્યારે,
સાથે સીતા ને લક્ષ્મણ બાળા, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે
સખી બીજે મઢીમા બીરાજેરે એવા નદીઓ તણા નીર ગાજેરે,
રામ મેલી ગયા રૂડુ રાજ, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે.
સખી ત્રીજે તે વન કેરી ઝાડીરે, વન ફળ મંગાવે છે દહાડીરે,
સારી શોભે સીતાજીની વાડી, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે.
સખી ચોથે કેવડીયો મહેકેરે, ફાલ્યો ફુલ્યો ને મોંજરો લેહેકેરે,
એવી લીલી લતાઓ લેહેકેરે, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાખ લીલી ને કાઠલો કાળોરે,
મુખે રામ ભણતો ભાળ્યો, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે.

સખી છઠ્ઠે છેતરવાને આવ્યોરે, કુડો કપટી રાવણ સાથે લાવ્યોરે,
એ મુખનો મૃગ બનાવ્યો, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે
સખી સાતમે શ્રીહરી સમર્યારે, વાડી ભેળી ઉરાડયા છે ભમરારે,
દુખ સાહિને તાણ્યા છે ડમરા, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે
સખી આઠમે એને નીહાળ્યોરે, ધનુષ ધારીને મૃગલો માર્યોરે,
મૃગ મરતી વખતે પોકાર્યો, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે.
સખી નોમે તે નાખ્યો તીરરે, જઈ વાગ્યો છે મૃગને શરીરરે
વારે ધા'એ લક્ષમણ વીર, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે
સખી દશમે કહે લક્ષમણનેરે, બેલી વીરા બોલાવે છે તમનેરે,
આઠી આણ દીધી છે અમને, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે.
સખી એકાદશી અપવાશીરે, કપટ લેવાનો લાગ તપાસીરે,
રાવણ સીતાને લઇ ગયો નાશી, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે
સખી બારશે હનુમાન બળીયોરે, ઠેકી સમુદ્ર પાર નિકળીયોરે,
જઈ જોગમાયાને મળીયા, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે
સખી તેરસે ત્રબાળુ ગાજેરે, હાક હનુમાન કેરી વાગેરે,
લાહ્ય લંકા તે ગઢમા લાગે, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે.
સખી ચઉદશે ચિત વિચારીરે, ફોજ વાદરાની રચી સારીરે,
રામે રાવણ નાખ્યો મારી, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે
સખી પુનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે,
માતા-કૌશલ્યાને મન ભાવ્યા, રઘુપતિ-રામ રૂદેમા રહેજોરે
સખી પદર તીથી થઇ પુરીરે, એમા એક નથી અધુરીરે,
આત્મારામની વાણી મધુરી, રઘુપતિ રામ રૂદેમા રહેજોરે.

## સીતાની કાંચળીનો ગરબો.

કૈકૈ ક્રોધમા બોલીયા હો બહુચરી રામ લક્ષમણ વન જાય,
પહેલુ વન રામે મેલીયુ હો બહુચરી સીતાએ રોપ્યા છે વૃક્ષ.
અમરોને ડમરો રોપીઓ હો બહુચરી રોપ્યા છે દાડમ દ્રાક્ષ,
રાજા રાવણનો સરઘલો હો બહુચરી, વનફળ ચરી ચરી જાય.
ચરતા સીતાએ ભાળીઓ હો બહુચરી કાચલડી સીવડાય,
સાવ સોનાનો કચવો હો બહુચરી, ચામડામા શો સાર.
નહી કાકાના કુટબમા હો બહુચરી, નહીં મામાને મોસાળ,
નહી મઈયરમા બાધવો હો બહુચરી, કોને ચડાવુ પાડ.
સીતા મહીયરના પાતળા હો બહુચરી, કોણ લડાવ લાડ,
સીતાના બોલ સાભળ્યા હો બહુચરી, ધનુષ્ય લીધુ હાથ
પહેલુ તે બાણ રામે ફે કયુ હો બહુચરી જઇ પડયુ દરીયા સાથ,
બીજે તે બાણે મૃગ મારીઓ હો બહુચરી, ધાજો હો લક્ષમણ વીર.
સીતા કહે જાઓ દીએર હો બહુચરી, હણાયા તમારા વીર,
ઘેલી સીતા ઘેલુ ન બોલીએ હો બહુચરી, રામ હણ્યા કેમ જાય.
આણ આપી શ્રીરામની હો બહુચરી, લક્ષમણ વાસે ધાય,
રાવણ આવ્યો જોગી વેશથી હો બહુચરી, ભીક્ષા દો સીતા માય
આણો આપી છે શ્રીરામની હો બહુચરી, ભીક્ષા આવી નવ જાય,
એક પગ મુકો આણમા હો બહુચરી, બીજો તે આણો બહાર.
ખાધે મુકીને રાવણ ચાલીઓ હો બહુચરી, હરી છે સીતાનાર,
મૃગ મારીને રામ લાવ્યા હો બહુચરી, નાખ્યો છે મઢીની બહાર.
સુના મદીર દીસે માળીઆ હો બહુચરી, કયા ગઇ સીતાનાર,
રામ રૂવે લક્ષમણ રીઝવે હો બહુચરી, ઘેલા ના રોશો રામ.

સીતા સરખી પરણાવશુ સુંદરી હો બહુચરી, તેનુ સીતા ધરીશું નામ
જળજળ કમળ ન નીપજે હો બહુચરી, વનવન અગર ન હોય,
ઘેરઘેર સીતા ન નીપજે હો બહુચરી, બાંધવ વિચારી જોય
રામે તે પાનબીડા ફેરવ્યા હો બહુચરી, કોઇ છે બળીઓ જોધ,
બીડું ઝીલે હનુવો જતી હો બહુચરી, લાવુ સીતાની શોધ
ઠામ ઠેકી ઉપડયો હો બહુચરી, ગયો લંકા મોઝાર,
જોયા ચોર્યાસી ચૈટડા હો બહુચરી, જઇ જોયા બાવન બજાર
જોયા મંદીર જોયા માળીયા હો બહુચરી, જોયુ રાવણનુ રાજ,
કઈ સીતા દીઠા નહી હો બહુચરી, ગયો પાણીયારીને ઘાટ
બાઇ પાણીયારી તને વીનવુ હો બહુચરી, કયા છે સીતામાય,
અશોકવાડીને ઝાડવે હો બહુચરી, ત્યા જો તુજથી જવાય
ત્યા થકી હનુમાન ઠેકીઓ હો બહુચરી, આશોપાલવને ડાળ,
પડતી મહેલી પવીત્ર હો બહુચરી, મુદ્રીકા જ્યા છે સીતા નાર
મુદ્રીકા મારા રામની હો બહુચરી, કયાથી લાવ્યો હનુમાન,
કોણે તને જોવા મોકલ્યો હો બહુચરી, કોણે આલ્યા એંધાણ
રામે મને જોવા મોકલ્યો હો બહુચરી, લક્ષમણે આલ્યા એંધાણ,
ભાળ લેવા હુ આવ્યો હો બહુચરી, પંચવટીથી પ્રમાણ
તરશો તે હઈશ બાઇ સા'વજો હો બહુચરી, તહાડા તે નીર જઈપી,
ભુખ્યો તે હઈશ બાઇ સા'વજો હો બહુચરી, પડયા જ વનફળ ખા
ઝીંઝોટે ને ઝપાટે હો બહુચરી, ખખેરે ને ખાય,
આવી આવ્યો માથુ કુટતો હો બહુચરી, રાવણ પાસે જાય
રાવણ બળથી બોલીઓ હો બહુચરી, મારો બળીને બાણ,

મારજો લોઢેને લાકડે હો બહુચરી, મારજો એરણ ઘાણ.
કુંભકરણે ભાથા ભીડીયા હો બહુચરી, માર્યું બળીને બાણ,
ઇદ્રજીતે ભાથા ભીડીયા હો બહુચરી, કે હુ વાગુ એનો ઘાણ
નહી મરૂ લોઢેને લાકડે હો ચહુચરી, નહી મરૂ એરણને ઘાણ,
સાચુ બોલ ભાઇ સા'વજો હો બહુચરી, શેને તજે તુ પ્રાણ
બધી લકાના ગોદડા હો બહુચરી, શસ્ત્ર ઘાણીનુ તેલ,
મા'રે તે પુછડે બાધે જો હો બહુચરી, અગ્નિ તેમા મેલ.
મોત વાદરાનુ તે થકી હો બહુચરી, ચેતજે રાવણ ઝટ,
ત્યા થકી ઉપડયો ઠેકડે હો બહુચરી, જઇ બેઠા લકા ગઢ
બાળ્યા ચોરાશી ચઉટા હો બહુચરી, બાળ્યા છે બાવનબજાર,
રાખ્યા વિભિષણના એક ખોલડા હો બહુચરી,ને આસોપાલવ ડાળ
લકા બળે અતુલની હો બહુચરી, હનુમાન ને હરાવુ થાય,
જુના તે ગઢને ગાદરે હો બહુચરી, નાગર નરશાઇયો ગુણ ગાય.

**શ્રી મહાકાળી માતાનો— ગરબો —**

મા તુ પાવાની પટરાણી કે, કાળિ કાળકારે લોલ,
મા તારે ડુગરડે ચડવુ તે, અતિ ઘણુ દોયલુ રે લોલ
મા તારી પ્રદક્ષણા કરવી કે, વગપુન શુ ડરૂ રે લોલ,
વિશ્વાશે તપ કરવા બેઠા કે, કેવળ મુની થયારે લોલ.
આવુ રૂડુ ચઉટુ ચાપાનેર કે, ચઉટા ચઉદ મળ્યારે લોલ,
ત્યા કાઈ ગાતાતા ગરબા કે, માજી આવીયારે લોલ
રાયે છેડલો સાહ્યો હાથ કે, માજી પ્રસન્ન થયારે લોલ,
માગ્ય માગ્ય ઘોડાની ઘોડાર કે, હાથી ઝુલતારે લોલ

માગ્ય માગ્ય કુટુંબ કુશળક્ષેમ કે, જંજાળ અતિ ઘણીરે લોલ,
માગ્ય માગ્ય ગુજરાત સરખી ગાદી કે, ભદર બેસણારે લોલ.
માગ્ય માગ્ય નવેખંડના રાજ્ય કે, ચાંદો સુર્ય તપેરે લોલ,
માગુ માગુ એટલુ વરદાન કે, મારે મોહોલે પધારીએરે લોલ
ફટ ફટ પાવાના રાજન કે, એ શુ માગીયુરે લોલ,
આજથી છઠ્ઠેને છ માસે કે, મુળ તારૂ જશેરે લોલ
એમ કહી માતા થયા અલોપ કે, પાવો હાથ ઘસી રહ્યોરે લોલ,
મુગલે ચઢાવી છે ફોજ કે, પાવાગઢ ઘેરીયોરે લોલ.
દરવાજે ઉભા દરવાન કે, કોઇને પુછીયુ રે લોલ,
રાજાજીએ ખોદાવીયુ તળાવ કે પાણી નવ નિસર્યું રે લોલ
મુગલે ખોદાવીયુ તળાવ કે, જળ દુધે ભર્યું રે લોલ,
માજીનો આવો છે મહિમાય કે, કવિ નવ કહી શકેરે લોલ

**શ્રી વલ્લભકૃત—બહુચરાજી માતાનો ગરબો—**

બરદાળી બહુચર માત, જોવાને જઇએ—ટેક.
જોવા જઇએ સુખીઆ થઈએ, આરાસુરમાં રહીએરે,
આપ આપણા મનની વિનતી, જઈ બહુચરને કહીએ-જોવા
આરાસુરમાં અંબા બીરાજે, પાવાગઢ મહાકાળીરે;
દક્ષિણમા તુળજા ભવાની, ચુંવાળ બહુચર બાળી-જોવા
માને પારે હવન થાય ને ચીર ચુંદડી હોમાયરે,
બ્રાહ્મણ બેઠા વેદ ભણે છે, માનુની મંગળ ગાયરે-જોવા
માને પારે જે કોઇ આવે, તેની પુરે આશરે,
કરજોડી જન વલ્લભ કહે મા, હું છુ તારો દાસ-જોવા.

**મલ્લાવરાવનો રાસડો.—રાગ ગરબો—**

પીતળ લોટા જળે ભર્યારે, દાતણ કરતા જાઓરે મલ્લાવરાવ,
શેહેરનો સુબો ક્યારે આવશેરે ટેક૦
દાતણ કરશુ વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલ્લાવરાવ–શે
ચીની તે પ્યાલા તેલે ભર્યારે, મર્દન કરવા જાઓરે મલ્લાવરાવ–શે.
મર્દન કરશુ વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલ્લાવરાવ–શે.
તાંબા તે કુંડીઓ જળે ભરીરે, નાવણ કરતા જાઓરે મલ્લાવરાવ–શે
નહાવણ કરશુ વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલ્લાવરાવ–શે
રાંધી રશોઇઓ એમ રહીરે, ભોજન કરતા જાઓરે મલ્લાવરાવ–શે
ભોજન કરશુ વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલ્લાવરાવ–શે
પાન સોપારીને એલચીરે, મુખવાસ કરતા જાવરે મલ્લાવરાવ–શે
મુખવાસ કરશુ વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલ્લાવરાવ–શે.
સોના તે કેરા સોગટારે, રમત રમતા જાઓરે મલ્લાવરાવ–શે.
ઢીંચણ સામો ઢાલીઓરે, પોઢણ કરતા જાઓરે મલ્લાવરાવ–શે
પોઢણ કરશુ વાડીએરે, ફરતી ફીરંગીની ફોજરે મલ્લાવરાવ–શે
ક્યાથી આવ્યા એજા ગલારે માથેટોપીને ભુરેવેશરે મલ્લાવરાવ–શે.
રાણી રૂવે રંગ મહેલમારે, દાસીઓ રૂવે દરબારે મલ્લાવરાવ–શે
હાટે રૂવે હાટ વાણીઆરે, ચોરે રૂવે ચારણ ભાટરે મલ્લાવરાવ–શે
શહેરછોડીસુબો નીસર્યોરે, લીધી નડીઆદની વાટરેમલ્લાવરાવ–શે

**પંદર તીથિનો— ગરબો —**

પડવા, ની પણ પ્રીત ગટમટ ભુલીરે,
મારા **હરી** વિના એક વાત સર્વે સુનીરે

**બીજે**, બાળે વેશ રહી છુ બાળીરે,
આ ઘરમા કેમ રહેવાય વાગે તાળીરે
**ત્રીજે**, **ત્રીભોવનરાય** મદીર પધારોરે,
**હરી** આવોને આપણે ઘેર હેત વધારોરે
**ચોથે**, ચચળ નાર ચતુરા ચાલેરે,
પેલો વડોદરાનો વઈદ દુખડા ટાળેરે
**પાંચમ**, ના પડદા **હરી** શુ રાખ્યારે,
મારે પ્રેમરસ પીવા કાજ હરીરસ ચાખ્યારે
**છઠ્ઠે**, છઠ્ઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે,
મારે પેલા જનમની પ્રીત આવી મળશેરે
**સાતમ** ના સતાપ હરી ' શુ અમનેરે,
આ શુ કહીએ મહારાજ લાજ નહી તમનેરે
**આઠમે**, ઓચ્છવો થાય હરી હોય હેલીરે,
મારે **સોળ-ગોપીઓનો** સાથ રમવા ઘેલીરે
**નોમે** નમેરા નાથ નગણુા ન થઈએરે,
આ **ગોકુળીયુ** ગામ **મેલી મથુરાં** ન જઈએરે
**દશમે**, દીનરાત દેહ મારી દાઝેરે,
ઘેર નાવલીઓ રીસાય તે ઘણુ સાલેરે
**એકાદશી**, ના વ્રત મારે કરવારે,
**શ્રી જમુનાજી**ના ધ્યાન મારે ધરવારે
**દ્વાદશી**, ને દહાડે દરશન દેજોરે,
મારા **શામળીયા** ભગવાન સન્મુખ રહેજોરે.

તેરશ, ના તો તત અમારા તુટયારે,
આ હરી હરી કરતા હોઠ અમારા સુકયારે
ચઉદશે, તો ચતુર નર શુ વાહ્યારે,
ઘેર રાધા સરખી નાર શુ રીસાયરે
પુનમે, પદર તીથી થઇ પૂરી કહાવેરે,
મુને સેજડીએ સુતા નીંદ્રા ના આવેરે

**શ્રી રાધિકાજીના મહિના— રાગ–ગરબી —**

કહો સખી કારતક, કેમ જાશે, કે વનમા મોરલી કોણ વાશે;
કે મહીનો કોણ શાણી થાશે—કે જુમના જાવા દો પાણી.
કે માગશરે, મન મારૂ મળીસુ, કે વિષય ભાવ થકી ટળીસુ,
કે જેમ લુણ પાણીમાં ભળીયુ' ...............કે જુમના.
કે પોષે, સોસ પડયા અમને, વહાલા મારા શુ કહીએ તમને,
કે દીલાસા દીધા છે અમને........... ......કે જુમના.
કે માઘ, મકર તણે માટે, કે કુલડીયા વેરતી ખાટે,
કે વહાલાજી મારા મથુરાની વાટે...............કે જુમના.
કે ફાગણે, ફર ફરે હોળી, કે આછા ચરણાને ચોળી,
કે ચુદડી કેશરમા રોળી. ....................કે જુમના
કે ચઈતરે, ચતુરા ચીત ધરતી, વહાલાજીના ગુણ ગાતી ફરતી,
કે તોયે મારે વહાલે કીધી નરતી...............કે જુમના.
કે વઇશાખે, વાયા વાવલીયા, કે ઘેર પધારો નાવલીયા,
કે દુધડે ધોઉ તમારા પાવલીયા... .........કે જુમના.
કે જેઠે, જુગજીવન આવ્યા, કે સઉ લોક વધામણી લાવ્યા,
કે વહાલાજી મારા કશુએ ના કાવ્યા............કે જુમના.

કે અષાઢે, અબળા થઈ ઝાખી, વ્હાલે મારે ભરજોબન રાખી,
કે વિચારો હવે વાત વાકી....... .... ...કે જુમના.
કે શ્રાવણ, સરવડીઓ વરસે, કે નીર નદીએ ઘણા ઢળશે,
કે કોયલડી ટહુકલીઆ કરશે... . . .......કે જુમના
કે ભાદરવો, ભલી પેરે ગાજે, સઇયર ઘેર વલોણુ વાજે,
તે તો મારા રૂદીયામા દાઝે કે જુમના
આસો, ની રજની અજવાળી, કે શેવ વણુ કે સુંવાળી,
કે વહાલા વિના આ શી દીવાળી કે જુમના
કે શામાના હાથે સોનાની સુડી, રમતા દીસે છે રૂડી,
હુ ખરે સરવે ગયા છે બુડી કે જુમના

**દયારામકૃત — રાગ–ગરબીઃ—**

કાનુડો કામણગારોરે સાહેલી આતો
કાનુડો કામણગારો રસ ભર્યો ને રૂપાળો,
આશો આખલડીનો ચાળોરે ...સાહેલી આતો
રંગ રાતો, મદ માતો, વાંસળીમા ગીત ગાતો,
નઇણાસુ કરે વાતોરે... સાહેલી આતો
જળ જમુના ગઇતી પાણી, પ્રેમ પીડા ભરી આણી,
ઘેલી થઇ હુ આવી છાનીરે સાહેલી આતો
તેં કહ્યુ તે મે ન માન્યુ, આજ મારી જાતેજ આણ્યુ,
આવડું મે નો'તુ જાણ્યુરે સાહેલી આતો
-બેહેની તારે પાયે લાગુ, વહાલા વીના ઘેલુ લાગ્યુ,
દયાનો પ્રિતમ માગેરે. - . સાહેલી આતો.

## દાણલીલા— શ્રી રાધાકૃષ્ણનાં સંવાદ રૂપે —

રાધા—બાલવડા મેંતો મોહનજી મારગડે મને જાવા દો;
આવતા આપીશ દાણ તમારૂ, મહી મારૂં વેચવા દો.



શ્રીકૃષ્ણ-વેચતા તને કોણ ખાળે છે, સાંભળને રાધે પ્યારી,
મહી ગોરસનુ દાણજ દોની, વહેલી થાને વ્રજનારી.

રાધા—નારીને તું ના બોલાવીશ છાનો રહેને છોગાળા,
કઠણ રાજ છે કંસરાયનુ ગઉ ચારી ખા ગોવાળા.
શ્રીકૃષ્ણ-હુ ગોવાળીઓ તું ગોવાલણ, ફરી ગમે તો આવજે;
કંસ સરિખા સૌ હીમાયતી, સાથે તેડી લાવજે.
રાધા—તેડી લાવુ દો મુજને જાવા, રોકી રહ્યા શીદ વ્રજનારી;
રઘુનાથના સ્વામી શામળીઆ, ઘેલા દીસો છો ગીરધારી
શ્રીકૃષ્ણ-ઘેલો છુ પણ દાણુ ન મુકુ, દોકલડો એકે ઓછો,
ગીરધારીએ ગોકુળ વાસ્યુ, ઈંદ્ર કરતા હુ કૃષ્ણ મોટો
રાધા—મોટો છુ ત્યારે મથુરાંથી અરધી રાતે શુ આવ્યો,
પર ઘેર રહીને પેટ ભરતો, તને દાણી કોણે કહાવ્યો.
શ્રીકૃષ્ણ-વાકા બોલી વાર કરે છે, કે'તો હૈયાનો હાર તોડુ,
દાણ દહીનુ દેરે અબળા નહી તો માથાનુ માટ ફોડુ
રાધા—હાર નહી તુટે માટ નહી ફુટે, ન્યાય નગરમા પુછાશે,
રઘુનાથના સ્વામી શામળીઆ, કહો ગોકુળ કેમ રહેવાશે
શ્રીકૃષ્ણ-ગોકુળ રહો કે જાઓ અત્યારે, દાણ દધીનુ નહી મેલુ,
ચીર હર્યા તે ગયા વીસરી, કામનીઓ કારણ પેલુ
રાધા—ન હતાણે ઘેર નવ લાખ ગાયો, નો'તુ તે ધન ફાવ્યુ છે,
માતા તારી મહી વેચતી, હમણા તો રાજ્ય આવ્યુ છે.
શ્રીકૃષ્ણ-હમણા હમણા કરતી રહેજે, મે'ણા દેતી મઇયારી,
ધુતપણામા તું ધુતારી, ઠગપણુમા છુ ઠગનારી.
રાધા—તુ ઠગારો તારી માનો પાળેલો, તુ માને મેણા દેવરાવે;
રૂઘનાથના સ્વામી શામળીઆ, ઝાઝું તે શુ કહેવરાવે.

શ્રીકૃષ્ણ—કહ્યા પ્રમાણે લેતો નથી, પણ તુ મોહું ના રાખે,
અમો છીએ રાજા મહારાજા, અમને તુ કેમ ના સાખે
રાધા—ઓળખુ છુ તુ આવ્યો નાસી, મહા વનમા તું છાનો છુ,
જાદવકુળ મધે જન્મ છે તારો, નદતણે ઘેર નાનો છુ
શ્રીકૃષ્ણ—માતા જસોદા બડાવડભાગી, તેના છીએ અમે અધીકારી,
મોટા મુનીવર મર્મ ન જાણે, ગોકુળ વસીએ ગઉચારી
રાધા—ગઉચારી ગોપી ઘેર વળતા, અમને તમે ઓધારયા,
રૂઘનાથના સ્વામી શામળીઆ, તમે જીત્યા અમે હારયા.

દાણલીલા—બીજી— રાગ ગરબોઃ—

રાધા—તમે અજાણ્યા અમે જાણીએરે,
મારો પાલવડો નવ તાણીએરે,
તમે સમજી રહો મનમાયરે
શામળીઆ વહાલા રહો વેગળારે —તમે વહાલા રહો.
શ્રીકૃષ્ણ—નારી શુ સમજાવે મુજનેરે,
હું તો નહિરે જાવા દેઉ તુજનેરે,
તારી મરડીને રાખીશ બાયરે,
મઇયારી રાધા દો દાણશું રે —મઇયારી૦
રાધા—અલ્યા બાહ્ય શુ મરડીશ વીઠલારે,
મે તે તુજ સરીખા ઘણા ઘણા દીઠલારે
કપરૂ છે કસનું રાજરે
શામળીઆ વહાલા રહો વેગળારે—તમે વહાલા રહે૦
શ્રીકૃષ્ણ—નારી કંસ થકી શુ થાય છેરે,
એવા કઇકે આવે ને કઇક જાયછેરે,

તારા ઉરના ઉતારીશ હારરે
મઇયારી રાધા દો દાણશુરે,-મઇયારી૦

રાધા—અલ્યાના હાર હઇયાનો તુટશેરે
મારી મહીની મટુકી ફુટશેરે,
ઘેર સાસુડી દેશે ગાળરે,શામળીઆ વહાલા રહોવેગળારે

શ્રીકૃષ્ણ-નારી ગાળને આળ નહી ચડેરે,
જેનુ લેણું હોય તે તો લડેરે,
એવા દાણુ મેલ્યા કેમ જાયરે—મઇયારી૦

રાધા—અલ્યા દાણી તે કહીનો કા'વીયોરે,
મથુરાંથી ગોકુળ આવીયોરે,
ચારી ન કતણે ઘેર ગાયરે,—શામળીઆ

શ્રીકૃષ્ણ-નારી ગાય ચાર્યામા શી લાજ છેરે,
એ તો પોતપોતાનુ કાજ છેરે,
એમા મેણુલીઆ નવ નવ હોયને—મઈયારી૦

રાધા—અલ્યા મેણા માણસને લાગે ઘણારે,
સુણો વઠતા હોય જ્યારે બે જણારે,
તને નીર્લજને નહિ લાજરે—શામળીયા

શ્રીકૃષ્ણ-નારી લાજે તે કાજ નહી સરેરે,
અહીયા બીક તે તુ કોની ધરેરે,
-આવ મળીયે આપણ જણ બેયરે—મઇયારી૦

રાધા—એવુ નીર્લજ બોલોમા શામળારે,
તારા ઉરના ઉતારીશ આબળારે,
મુકો મુકોને મારો હાથરે.—શામળીયા.

શ્રીકૃષ્ણ-નારી હાથ ન મેલુ તાહ્યરોરે,
અહીયા અમલ ચાલે છે માહ્યરોરે,
માટે દાણના દોકડા મેલરે—મઇયારી

રાધા—અલ્યા નદબાવાનો તુ છોકરોરે,
તારી પાસે નથી પૈસો રોકડોરે,
અલ્યા મચ્છર આવડો કેમ હોયરે—શામળીયા

શ્રીકૃષ્ણ-નારી ભ્રખુભાણની તુ છોકરીરે,
તારી પાસે નથી પાઇ રોકડીરે,
આવડુ કેમ અભીમાન હોયરે—મઇયારી

રાધા—હુ તો વિનતિ કરૂ છુ કયારનીરે,
સ્વામી રૂગનાથના હારી તમ થકીરે,
મહીનુ તે દાણ ન હોયરે—શામળીયા.

**શ્રી કૃષ્ણ ગોપીની દાણ લીલા—રાગ ગરબી—**

ગોપી—અલ્યા કહાનજી તુ કયા ઘેલો થયો જો,
તુ તો શેનુ માગે છે દાણ જો,
મહીની મટુકી મારી પુટશે જો,
ગોરસનીથાશેહાણજો ઘેલુ શુ બોલે ગોવાળીઆજો-
અલ્યા નવ જાણીજ કોઇ બાપડી જો,
કોઇ મળશે માથા કેરી નાર જો,
મારગ મુકીને રહેને વેગળો જો,
રાજા કસને થાશે જાણ જો.—ઘેલુ શુ બોલે૦

શ્રીકૃષ્ણ-તારો કસ કબુદ્ધિ નર શુ કરે જો,
મારી સગે છે સબળો સાથ જો,

અલી હા'ડી તે હાણુ ચોરી જતી જો,
ઘણે દહાડે આવી મારે હાથ જો—ઓછી તુ જાત આહીરની જો
ગોપી—અલ્યા હાથની તે હોશ રખે રાખતો જો,
એ હાથે તેં—તુ—ચારી જાણે તુ ગાય જો,
પાલવ મુકીને રહે વેગળો જો,
મારી વ્રિજમા થાશે હાણુ જો—ઘેલુ શુ બોલે
કૃષ્ણ—અલી વ્રજમા વશીને વેર વાળશુ જો,
રખે રાખતી હઇયામા હામ જો,
નદજીના નામ પ્રતાપથી જો,
હુ તો છેદુ તારા કુસનો ઠામ જો—ઓછી તુ જાત.
ગોપી—અલ્યા કુસે કર્યું તે કેમ વિસરૈ જો,
ભાઈ હણ્યા પોતાના ત્યાય જો,
નાશીને છુટયો લાડકા જો,
આવી ઉછર્યો છે વૃજમાય જો—ઘેલુ શું બોલે
કૃષ્ણ—વળી વ્રજમા વશીને વેર વાળશુ જો,
તુ તો જોજે અમારા કામ જો,
અવનીનો ભાર ઉતારવા જો,
ધર્યું નદકુવર રૂડુ નામ જો—ઓછી તુ જાત
ગોપી—અલ્યા સાચુ કહેતામા દુ ખ લાગશે જો,
પેટ માટે ચારે છે ગાય જો,
તુ આવડો મોટો એમા થયો જો,
તુને કોઇએ ન આપી કન્યા જો.—ઘેલું શું બોલે.

કૃષ્ણ—અલી આહીરની કન્યા અમો શુ કરૂં જો,
અમો સદા કહેવાઇએ બ્રહ્મચારી જો,
રખે પડછાયો મુને પાડતી જો,
તુ તો ધાબળીની ઓઢનાર જો—ઓછી તુ જાત
ગોપી—અલ્યા લાખ ટકાની મારી લોબડીજો,
હીરા જડીત મારો છે હારજો,
આછી પટોળી માગી પેહરણે જો,
તુતો કામળીનો ઓઢનાર જો—ઘેલુ શુ બોલે
કૃષ્ણ—જેનો બ્રહ્માએ તાણો તાણ્યો જો,
એનો શકર સરખો વણનારજો,
તેરે ઓઢણ મારે કામળો જો
તેનો શેષ ન પામે પાર જો—ઓછી તુ જાત
ગોપી—અલ્યા શેષ સરખુ તન નાહારૂજો,
અમો ચપક વરણી નાર જો,
અલ્યા કાયા કનકને વેર વાધીયુ જો,
તુ તો પશુ તણો પીંઢાર જો—ઘેલુ શુ બોલે
કૃષ્ણ—તુ શાને નીસરી મહી વેચવા જો,
અલી બેશી ગ્હેને ઘરમાય જો,
દોલત ઘણી છે તારા બાપને જો,
તુ શાને આવી અહીયાય જો.—ઓછી તુ જાત.
ગોપી—આ વાટે સદા મહી વેચતા જો,
જઇ પુછો જસોદા માય જો,

આધી મુઠી સવા લાખની જો,
ઉઘાડીએ તો પત જાય જો—ઘેલુ શુ બોલે.
કૃષ્ણ—અલી ઘણી ઈચ્છા છે મહી ચાખવા જો,
મીઠી મેળવણીનો સ્વાદ જો,
ફીકુ પડશે તો પાછુ આપશુ જો
તુ શાને કરે વિવાદ જો.—ઓછી તુ જાત
ગોપી—અલ્યા ગોરસ કેરૂ કોણ ગજુ જો,
જેટલુ પીએ તેટલુ પાત જો,
વચને વેર વાધ્યુ ઘણુ જો,
કદી મન મેળાવો થાત જો—ઘેલુ શુ બોલે
કૃષ્ણ—અમે દાણને મશે શુ દુભીએ જો,
તુ તો દાસી દીસે છે રીસાળ જો,
હસીને તાળી લે હાથમા જો,
તુ પ્રીત ધરીને રસ આલ જો—ઓછી તુ' જાત
ગોપી—અલ્યા માગ્યા મુક્તાફળ પામીએ જો,
હઠ કરે કઇ નહી હોય જો,
લાજ નહીં તુને લાકડા જો,
મન આણુને કઈ વિવેક જો—ઘેલુ શુ બોલે
કૃષ્ણ—અલી વિવેક ઘણો છે મન માહરે જો,
જવા નહીં દેઉ નિરધાર જો,
આપ્યા વિના કેમ છુટશો જો,
તારા મનમા શુ તુ બિચાર જો—ઓછી તુ જાત.

ગોપી—તારા મનનો વિચાર મે જાણીયો જો,
હઠ શાને કરો છો આય જો,
મનમા મન મળી ગયુ જો,
જેમ સાકર ભળે દુધ માય જો—ઘેલુ શુ બોલે.
કૃષ્ણ—મીઠા વચન તારા માનુની જો,
સાકર સરખી બોલ જો,
પ્રીતીનો બાંધ્યો તુજ પાસ છુ જો,
આ આપું તમોને કોલ જો—ઓછી તુ જાત.
ગોપી—રાઢ ભાગીને રસ આપીયો જો,
ગોવાલણી લાગી પાય જો,
નદજીના કુવર કૃપાળને જો,
ઉલટ તો અગે ન માય જો—ઘેલુ શુ બોલે.
જે કોઇ ગાય શીખેને સાભળે જો,
તે ફરી ન આવે ગર્ભવાસ જો,
દાણુલીલા દીનાનાથની જો,
ગુણ ગાય રતનીયો દાસ જો—ઘેલુ શુ બોલે.

**દાણુલીલાની સાખીઓ -(શ્રી રાધા કૃષ્ણના સવાદ રૂપે)**

શ્રીકૃષ્ણ-ઉચીને અલબેલડી રાધે, સાભળ કહુ તે વાત,
વૃદાવનને માર્ગ જાતા, કોણ છે તારી સાથ.
આજયા વિના આખડી કાળીરે, બાજુબંધ બેરખાવાળીરે
રાધા—સાથ વાળી તેને ઘેર બેઠી, તારે શી પડપુછ,
માર્ગ મુકી રહે વેગળો, તારે મોઢે નથી મુછ

ચાલ્યો જા પાસરી વાટેરે, સાખુ નહરાયને માટે,
તુ તો ક્યાંનો કાનુડો દાણીરે, પાઉં તને પાદડે પાણીરે
કૃષ્ણ—શી છે તારી જાતડી, કીયુ છે તારૂ ગામ,
કોણ છે તારા માત પીતા ને શુ છે તારૂ નામ–ઉભી
રાધા—આહીરની અમો જાતડી, ગોકુળ મારૂ ગામ,
બ્રખુભાણની હુ બેટડી રાણી રાધા છે મારૂ નામ—ચાલ્યો
કૃષ્ણ—બોલતી નો'તી તે બોલવા શીખી, આવડુ બોલી આજ,
વદ્રાવનમા નીત્ય ફરે છે, તુજને તે શી લાજ–ઉભી
રાધા—લાજવાળા છો તે હુ જાણું, ઢાકી રાખો આપ,
વૃદાવનનો મારગ રોકી, નીત્ય તપાસો લાગ–ચા૦
કૃષ્ણ—ઝાઝા રાખો મેઢકા ગોપી, ઝાઝી રાખે ગાય,
છાશ પીને મોટી થઇ,ભરવાડાની જાત કહેવાય–ઉભી
રાધા —ગોકુળથી આવી ગોવાલણી, મથુરાંથી આવ્યો કહાન,
મારગમા એકઠા થયા, તુ શેનુ માગે છે દાણ–ચા૦
કૃષ્ણ—ગોકુળની ગોવાલણી, મથુરાંને મારગ જાય,
આડો કા'ન ફરી વળ્યો, તારો પ્રિતે પાલવ સાય–ઉભી
રાધા—હુ બેટી બ્રખુભાણની, રાણી–રાધા મારૂ નામ;
દાણ લેવાની ઈચ્છા હોય તો,આવજે ગોકુળ ગામ–ચા
કૃષ્ણ—નદબાવાનો હુ નાનડીયો, કહાનજી નામ પ્રમાણ;
દાણ લીધા વિના જાવા દઉ તો,નદબાવાની આણ–ઉભી.
રાધા—આણ તો માનુ એક કુસની, બીજી ન માનુ કોય;
નવ નંદ મારે નેસડે વસે, તારો નંદ તો કોણજ હોય

કૃષ્ણ—કંસ તે તારો કોણ છે, મે વશ કીધો સઉ ઠામ,
સભાળીને બોલજ રાધા, શુદ્ધ ગઈ કે સાન—ઉભી
રાધા—શુદ્ધ ગઈ નથી માહરી, તારી ગઇ જેમ હોય,
સાભળ છઇયા, નંદના, તારે મન વિચારી જોય—ચા
કૃષ્ણ—મનમા શુ વિચારે રાધા, દાણ લેવાનો સહી,
તારી માને શુ કહીયે, તને વેચવા મોકલી અહી—ઉભી
રધા—આવોને ગોપીના વહાલા, સાભળો કહુ તે વેણ,
તારી માને શુ કહીએ, તારી પાસે ચરાવે ધેન—ચા
કૃષ્ણ—મેણા બેણા કરતી રહેજે, મઈયારી મદમાતી,
છાશ પીને દહાડા કાઢે, તુ તો રગે થઇ છે રાતી—ઉભી
રાધા—કહાનજી કાળા ન કરો ચાળા, મોરલીઓ વાળા,
અડધી રાતે શુ નાઠા તમે, ભરીને ઉચાળા—ચા
કૃષ્ણ—દાણના દોકડા લેઇશુ રોકડા, બીજી ના કર વાત,
તારે મારે ઝઘડો થાશે, ફોડીશ મહીના માટ—ઉભી
રાધા—દાણના દોકડા આપીશ રોકડા, બીજુ ન થાએ આળ,
દાણ લીધામા શુ સમજે, તુ નાનુ સરખુ બાળ—ચા
કૃષ્ણ—મહીયારી તુ મદનીમાતી, હુ નાનુ સરખુ બાળ,
બાળપણુ તુજને દેખાડુ, થાવા દે સધ્યાકાળ—ઉભી
રાધા—સધ્યાકાળે તુ શુ બતાવે, સાભળ કાળા-કાન,
મહી વેચીને આવતા, આપીશ તારૂ દાણ—ચા૦
કૃષ્ણ—તુ રગીલી રૂપની રૂડી, હુ છબીલો કાન,
મહી ખપે કે ના ખપે, તુ આપને મારા દાણ—ઉભી.

રાધા—મહીના દાણ ના હોય મોહન, મનમા સમજો પેર,
મહી પીવાનો ખપ હોય તો, આવજો મારે ઘેર–આ
કૃષ્ણ—ક્યારની તે મેણા દઇને, કીધા અદકા વેર,
હેત કરી હવે આપવા આવે, એ લાગે કડવા ઝેર–ઉ
રાધા—કહો તો હરી ઘેરથી લાવુ, કહો તો પાઉ આમ,
હિમાના સ્વામી શામળા,તમે મનમા ન લાવશો કાંઈ–આ.

**રાધાજીનો રાસ—:રાગ-ગરબી:—**

મને કૃષ્ણ જોયાના કોડ, સઇચર ચાલોરે
ઉમીઆજીને લાગુ પાય, હરિવર આલોરે ...
દેરે દેરે દીવા કરૂરે, પુજુ શંકર દેવ
શામળીયો વર પામવારે, હુ તો કરૂ શંભુજીની શેવ–સ.
ગોકુળની ગોવાલણીરે, હીંડે મલપતી ચાલ .. .
એનાઉ પર મોહનમોહી રહ્યારે, એનુ મુખડુ તે લાલગુલાલ–સ.
સાસુ મારી જસોમતીરે, સસરો શ્રી નંદરાય
કંથ કોડીલો મારો કાનજીરે, મારૂ સાસરૂ ગોકુળ ગામ–સ.
કાળન્દ્રીને કાંઠલેરે, નહાતા તે નીર્મળ નીર ,
વસ્ત્ર તે વીંટુલો હરી ગયોરે, હુ તો શેણેરે ઢાંકુ શરીર–સ.
ગાય શીખેને સાભળેરે, રાણી રાધાજીનો રાસ . .
નરનારી વઇકુંઠ પામશેરે, ગુણ ગાય નરસઇયો દાસ–સ.

## —સત્યવાન અને સતી સાવિત્રીનો ગરબો—

**કવિ**—રૂડા અશ્વપતિ રાજાની ડાહી દીકરીરે,
જેનુ સતી શિરોમણિ સાવિત્રી છે નામ,
જેણે સ્વામીને છોડાવ્યો યમ પાશથીરે.
જેણે સકળ જગતમા અમ્મર કીધુ નામ,
તેના ઉત્તમ ગુણુની ગરબી ગાઓ સુદરીરે.

રાજા એક હતો ઘરડો–ને આખે આંધળોરે,
તેનુ શત્રુએ લઈ લીધુ રાજ્યાસન
તેથી જગલમા જઈ બાધ્યુ તેણે એક ઝુપડુરે,

તેને સત્યવાન નામે લાડકડો તન,
તે તો કરતો માતપિતાની સેવ પુરા પ્રેમથીરે,
જેની કચનવરણી કાયા વાણી મીઠડીરે,
મીઠા મહેરામણુના જેવો ગુણ ગભીર,—
ઘરડા અધ પિતામાતાની જાણે લાકડીરે,
રે'તો માતપિતાની આજ્ઞાને આધીન,
તેની સાથે વરવા સાવિત્રીએ આદર્યુરે,

**નારદ**—ત્યા તો નારદજી સમજાવે બાળા ઘેલડીરે,
એની સાથે વર તા થાશે મોટી હાણુ,
એનો આવરદા તો એક વર્ષ બાકી રહ્યોરે,
માટે ન કરતી તુ વગર વિચાર્યુ કામ.
બીજા રાજકુવર રૂપાળાની સાથે વરોરે,—

**સાવિત્રી**-ત્યારે **સાવિત્રી બોલી નારદજી સાંભળોરે;**
લખિયા લેખ લલાટે મિથ્યા નહિ થાનાર
મ્હે તો મનેથી માન્યો તે પરમેશ્વર માહ્યરોરે,—
મ્હારો નિશ્ચય કોટી કલ્પે નહિ ફરનાર,
માટે એ વરની સાથે સગપણ મારૂ કરોરે
**કવી**—જોઈ અડગપણુ પુત્રીનુ રાજાએ પછીરે,
દીધુ સત્યવાનની સાથે કન્યાદાન,
રૂડા રાજ્યમહેલની વસનારી વગડે વસીરે,
ત્યાગી અંબર જુના વસ્ત્ર કર્યાં પરિધાન.
સ્નેહે સ્વામી સસરા સાસુની સેવા સજીરે—
જેણે કઠણ ભૂમિપર પાય કદી દીધો નથીરે,
જેના પડતા બોલ ઉપાડતા દાસી દાસ,
જેની કોમળ કાયા ફુલ શૈયાપર લોટતીરે,
તેણે પર્ણકુટીમા પ્રેમે કીધો વાસ,
મનથી માન્યુ મારા વૈભવમા બાકી નથીરે,—
ત્યા તો જળના રેલાસમ દિવસો વહી જાતા હતારે
બાળા **નારદજીનાં વચન કરતી યાદ,**
મનમા ભય ધરતી-નવ કરતી કોને વારતારે,
મનથી ગોઠવતી શુ કરવા તેના ઘાટ—
રજની દિવસ વિચારો એના-એ-મનમા થતારે,
દા'ડા ચાર રહ્યા આવરદાની અવધી તણારે.
**સતીયે તે સમયે ત્યા અન્ન જળ કીધુ ત્યાગ,**

જોડયુ ચિત્ત પ્રભુમા ધારીને શુભ ધારણારે,
સોપ્યુ **શ્રીહરિના** ચરણે પોતાનુ ભાગ્ય,—

**સાવિત્રી**–મારી વ્હારે ચડજો **હે દિનબંધુ** શામળારે
જાણ્યુ **સાસુ સસરે** વહુઅર સંકટ વેઠતીરે,

**સાસુ,સસરા**–શાને માટે કરતી અન્ન ઉદકનો ત્યાગ,
શાણી શા માટે તુ કારણુ કંઇ કહેતી નથીરે,
કષ્ટે કરમાશે કોમળ આ ત્હારી કાય,
વહુવર આ વયમા વ્રત કરવા યોગ્ય તને નથીરે

**કવિ**—દુખમા દા'ડા ચાર વિતાવ્યા વ્રતવિધિએ કરીરે,
આવ્યો સ્વામી સ્વર્ગ સિધાવા કેરો **દિન**,

**સાવિત્રી**–આજે **ના** થાઉ અળગી હુ મારા નાથથીરે,

**કવિ**—એવો નિશ્ચય કીધો સાવિત્રીએ મન,
સ્વામી સગે રે'વા તૈયારી છાની કરીરે.
ત્યા તો સત્યવાન માબાપ તણે ચરણે નમેરે
કરમા લઇ કો'વાડે કાષ્ટ કાપવા જાય,
ત્યારે સાવિત્રી સ્વામીને છાની વિનવેરે,

**સાવિત્રી**–આજે વન જોવાની મુજને ઇચ્છા થાય
માટે સંગાથે લઇ જાઓ સ્વામી મુજનેરે,

**સત્યવાન**–ઘેલી નારી ત્હારી છે કોમળ કાયા ઘણીરે,
ત્હારી કનકલત્તા સરખી કાન્તિ કરમાય,
વ્હાલી વગડામા ઝાઝા કટક ને કાકરારે,
ત્હારી પંકજ સરખી પગ પાની છુદાય,
માટે હઠ મેલી અલબેલી ઘરમાહી રહોરે.

**સાવિત્રી**-સ્વામી તમ સગાથે જગલ મગળ લાગતુરે,
ઘરમા તમ વિણુ મુજને ધરતી ખાવા ધાય,
હુ તો પગલે પગલે પથે તમ પુઠે રહુરે,
મુજથી આપ વિના એકલડી નહિ રહેવાય,
માટે સગાથે લઇ જાઓ સ્વામી મુજનેરે
**સત્યવાન**-નારી જો મુજ સગે આવ્યાની ઈચ્છા કરોરે,
આજ્ઞા માગો જઇને માતપિતાની પાસ,
આજ્ઞા આપે તો ચતુર ચાલો મુજ સગમારે,
વ્હાલી વડીલ જનોની આજ્ઞા નવ લોપાય,
લખિયુ **શાસ્ત્ર** પુરાણે જાણોછો સરવે તમોરે
**કવિ**—આજ્ઞા માગીને ચાલ્યા આનદે દપતીરે,
પથે કરતા પ્રેમે વિધવિધ વાત વિચાર,
મુખ મલકાવે પણ **સાવિત્રીને** ચિન્તા અતીરે,
રાખે પળ પળ પોતે સ્વામીની સભાળ,
મનમા ધીરજને ધારે સભારે **શ્રીહરિરે**

આવ્યા ગાઢા વનમા નરનારી બે સાથમારે,
વીણ્યા ફૂલ અને ફળ ઈચ્છાની અનુસાર,

વળતી કો'વાડો લીધો પોતાના હાથમારે,
લાગ્યો કાષ્ટ કાપવા **સત્યવાન** તે વાર,
એનો આવરદા તો તે સમયે પુરો થયોરે,
લાગ્યો થાક ઘણોને અગ લાગ્યુ ધ્રુજવારે,

આવી તમ્મરને રૂંધાયો તેનો પ્રાણ,
મુકી કાષ્ટ કાપવા આવ્યો સાવિત્રી કનેરે,

સત્યવાન–વ્હાલી ઓચિન્તી આવે છે તનમા તાણ,
શાણી નહિ સમજાતું દુખ ઘણુ થાતુ મ્હનેરે,
સાવિત્રી–મારા નાથ તમારા સકટ હરજો શ્રીહરીરે,
તમને કુળદેવી વનદેવીની રક્ષાય,
ઘરડા માતપિતાની સેવાના પુણ્યે કરીરે,
વ્હારે આવીને વિશ્વેશ્વર કરશે સ્હાય,
કવિ—એવુ કહીને બેઠી મસ્તક ખોળામા ધરીરે,
ત્યા તો યમરાજા આવી સામા ઉભા રહ્યારે !!!
જેના વસ્ત્ર તણો દીસે છે રાતો રગ,
જેને માથે છે મુગટ ને કુડળ કાનમારે,
દેખી સાવીત્રીની કાયાયે ઉપજ્યો કપ,
તો પણ ધીરજને ધારી બોલી તે સુદરીરે.
સાવિત્રી–કે' છે સાવિત્રી છો કોણુ તમે સાચુ કહોરે ?
નક્કી લાગો છો મુજને દેવ તણા અવતાર,
આવ્યા શા માટે ને શુ કરવા મનમા ચહોરે,
મારા મનમા શકા થાયે અપરપાર,
કવિ––એવુ બોલી શિર નમાવી સાવિત્રી રહીરે
યમરાજ–હુ તો છુ યમરાજા સાભળ ઓ શાણી સતીરે !
આવ્યો છુ લ્હારા સ્વામીને લેવા કાજ,

એના આવરદાની આજ અવધ પૂરી થતીરે;
ત્હારા સ્વામીપરનો સ્નેહ હવે વિસાર.

કવિ—નાખી પાશ પકડિયો સૂક્ષ્મ દેહ એવુ કહીરે,
દેખી બધાયેલા સ્વામી કેરા દેહનેરે,
સતીએ તે સમયે કરવા માડયુ કલ્પાત

સાવિત્રી-બાધીને કયાં લઇ જાઓ છો મારા નાથનેરે,

કવિ—એવુ કહીને દીધો યમરાજાને સાદ,
ચાલી પડછાયાની પેઠે પાછળ સુદરીરે.

યમરાજા-બોલ્યા ત્યા યમરાજા, સાભળ હે શાણી સતીરે,
જાતુ પાછી ત્હારા આશ્રમ મા આવાર,
ત્હારા સ્વામીની કર અતક્રિયા વિધિએ કરીરે,
જેથી થાયે તેના જીવ તણો ઉધ્ધાર,
નારી નાહક શ્રમ કરવાથી ફળ કશુએ નથીરે.

સાવત્રી—બોલી સાવિત્રી સૂણો યમરાજા વિનતીરે,
મ્હારા નાથ વિના હુ પાછી નહિ ફરનાર,
જયા લઇ જાશો ત્યા આવુ પણ સ ગ તજુ નહીરે,
સ્વામી વિના છે સૂનો સઘળો સ સાર,
જાતા એકલડી ઘર જીવ્યાથી મરવુ ભલુ રે,
પૂછુ યમરાજ હુ ઉત્તર આપો મુજનેરે.
જગમાં નરનારીનો સત્ય સ બ ધ મનાય,
પણ જો બાધીને લઇ જાશો મ્હારા નાથનેરે
મ્હારો પતિવ્રતાનો ધર્મ કેમ સચવાય,
તેનો ઉત્તર આપીને વળતી ડગલુ ભરોરે ?

**યમરાજા**–શાણી અમૃત સરખી વાણી ત્હારી સાભળીરે,
મ્હારા અતરમાહી ઉપજે છે અનુરાગ,
ત્હારી ઈચ્છામાહી આવે એવુ ઓ સુદરીરે,
ત્હારા સ્વામીના જીવિત વિના બીજુ માગ્ય,
**ત્હારી ઇચ્છા પૂરણ કરવા હૂ ઉભો અહીરે**
**સાવિત્રી**–મ્હારા સસરા છે ઘરડા ને આખે આધળારે
ત્હેની રત્નસમી બે આખો સારી થાય,
આવે તેજ સુરજના સરખુ બન્ને આખમારે,
અગે વૃદ્ધપણાનુ દુખ કદી નવ થાય,
**કવિ**—એવુ બોલીને **સાવિત્રી** કર જોડી રહીરે,
**યમરાજ**–ત્હારા સસરાની આખો નારી સારી થશેરે,
વધશે સૂરજના સરખુ આખોનુ નૂર,
ત્હેની વૃદ્ધપણાની પીડા સઘળી વામશેરે,
માટે જા પાછી પુત્રી આવી બહુ દુર,
ઝાઝુ ચાલ્યાથી ઓ શાણી શ્રમ તુજને થશેરે
**સાવિત્રી**–બોલી સાવિત્રી કરજોડી યમરાજા સુણોરે,
મ્હારે વસવુ જોઇએ સદાય સ્વામી પાસ.
મુજને શ્રમ નવ લાગે સ્વામી સગે આવતારે,
સ્વામીથી દુર વસતા તનમા પ્રગટે ત્રાસ,
જગમા નાથ વિના નારીનુ જીવ્યુ ધીક્ક છેરે,
તમને જોતા યમરાજા શ્રદ્ધા મુજને થતીરે,
મ્હારા મનમા ઇચ્છા પ્રશ્ન કર્યાની થાય,
શાણાઓ કે'છે કરવી સજ્જનની સગતીરે,

તે તો પૂર્વ જન્મના પુન્યેથી બધાય,
સજ્જનની સગતીનુ ફળ મિથ્યા જાતુ નથીરે
**યમરાજ**–પુત્રી વાણી ત્હારી અમૃત સરખી લાગતીરે,
મ્હારા અતરમા ઉપજાવે છે અનુરાગ,
ત્હારા સ્વામીના જીવિત વિના બીજુ ફેરીરે,
મ્હારી પાસેથી પુત્રી મનગમતુ માગ્ય,
**ત્હારી ઇચ્છાં પૂરણ કરવા હુ ઉભો અહીંરે.**
**સાવિત્રી**–મ્હારા સસરાજીનુ રાજ્ય દબાવ્યુ દુશ્મનેરે,
તેથી કીધો છે વગડામા આવી વાસ
તેનુ રાજ્ય ગયેલુ સરવે પાછુ સાપડેરે,
નિત્યે ધર્મ રહે અતરમા પુરી વાસ,
**કવિ**––એવુ બોલીને સાવિત્રી કર જોડી રહીરે,
**યમરાજ**–પુત્રી સસરા ત્હારા રાજ્ય ગએલુ પામશેરે,
મળશે મનગમતા વૈભવ ઓ શાણી નાર,
ત્હેની ધર્મ વિશે દૃઢ શ્રધ્ધાની વૃદ્ધિ થશેરે,
પાછી વિચર હવે પુત્રી નવ કરતી વાર,
ત્હારી દેહે દુખ થશે ઓ ! કુળવતી સતીરે
**સાવિત્રી**–મ્હારા દુખ વિશે બાકી શી ! યમરાજા કહોરે ?
મ્હારી નજરે બધાયેલા દેખુ નાથ,
મ્હારે શુ સુખ ભોગવવાને જાવુ આશ્રમેરે
સુખમા દુખમા પણ રે'વુ સ્વામીની સાથ,
મ્હારે સ્વર્ગ તણા સુખ શુ કરવા સ્વામી વીનારે.–

રાખો સકળ જગતને નિયમ મહી નિત્ય તમેરે,
આપો કર્મ તણા ફળ સર્વને તત્કાળ,
રાજા-રંક શત્રુ ને મિત્ર ગણો સરખા તમેરે.
તેથી નામ તમારૂ ધર્મરાય કહેવાય,
શરણે આવેલાનુ સરક્ષણ કરતા તમેરે
**યમરાજા**-શાણી વચનો ત્હારા અતર મ્હારૂ ઠારતારે.
જેવી તરસ્યાને પાણીથી તૃપ્તિ થાય,
પુત્રી ના શરમાતી મ્હારી પાસે હજુ માંગતારે
બીજુ ત્હારા સ્વામીના જીવિત સિવાય,
ત્હારી ઇચ્છા પુરણ કરવા હુ ઉભો અહીંરે
**સાવિત્રી**-મ્હારા તાત તણુ ઘર પુત્ર વિના સુનુ દિશેરે
ત્હેને આપો ગુણિયલ સો પુત્રો યમરાય,
તેના વશ તણી આ વિશ્વ વિશે કીર્તિ વધેરે
મ્હારા માત પિતાના સકટ સરવે જાય
**કવિ**—એવુ બોલીને સાવિત્રી કરજોડી રહીરે
**યમરાજા**-હારા તાત તણે ઘર ગુણીયલ સો પુત્રો થશેરે,
થાશે દશે દિશામા વશ તણો વિસ્તાર,
ત્હારા માત પિતાના સકટ સર્વ ટળી જશેરે
તુજને આપ્યુ ત્હારી ઇચ્છાની અનુસાર,
આવી દુર ઘણે પુત્રી જા તુ પાછી હવેરે
**સાવિત્રી**-મ્હારા સ્વામીની સગે છુ તો કયા હુ દુર છુરે.
મારૂ મન તો દોડે છે એથી પણ દુર,

સ્વામી સગે રે'વુ એ ભૂષણુ સતીઓ તણુરે.
ત્યાગી કાયાને છાયા કયા જાએ દુર,
સ્વામીના વિરહે સતીઓનુ જીવ્યુ દોહ્યલુ રે.
રખે પૂર્ણ ભરોસો સજ્જનનો જગના જનોરે
વિનતી કરતા સજ્જનનો રાખી વિશ્વાસ,
શત્રુ-મિત્ર સદા સરખા માને છે સજ્જનોરે
આવે નહિ સુરજમા અધકારનો ભાસ,
સજ્જનની સજ્જનતા કદીયે પલટાતી નથીરે

**યમરાજા**-ત્હારા વચનો શાણી અમૃતથી પણ મીઠડારે
મુજને તે સાભળતા આવે પ્રેમ અથાગ,
મ્હારી પાસેથી વરદાનો ત્હારા હિતનારે
ત્હારા સ્વામીના જીવિત વિણ બીજુ હજી માગ,
ત્હારી ઈચ્છાને આધીન બની ઉભો અહીંરે.

**સાવિત્રી**-મુજને આપો તો યમરાજા માગુ એટલુરે,
મ્હારા સ્વામીથી સો પુત્રો મુજને થાય !!!
મ્હરા કુળનુ આ જગમાહી માન વધે ગણુરે,
મ્હારી વડિલ જનોના ચરણે પ્રીતી થાય,
એવુ બોલીને સાવિત્રી કરજોડી રહીરે

**યમરાજા**-તુજને તેજસ્વી સો પુત્રો એ બાળા થશેરે,
ત્હારા કુળનુ ઝાઝુ વધશે જગમા માન,
ત્હારી વડીલ જનોના ચરણે પ્રીતી વાધશેરે
માટે જા પાછી ઘર તુ થાશે હેરાન,
એવું બોલીને યમરાજા લાગ્યા ચાલવારે

* * * *

**સાવિત્રી**-બોલી સાવિત્રી સુણો યમરાજા વિનતીરે.
આપો ઉત્તર મારા પ્રશ્ન તણો આ વાર,
મોટા માણસના વચનો મિથ્યા જાતા નથીરે
બોલ્યુ અબોલ્યુ મોટા જનનુ નવ થાય,
જાયે પ્રાણ પરંતુ વચન થકી ફરતા નથીરે
થાવા સો પુત્રો વરદાન તમે આપ્યુ મનેરે—
તે તો કેમ સત્ય થશે મહારાજ,
બાંધી લઇ જાવા ધારો છો મારા નાથનેરે
પળશે કેમ કરીને વચન તમારૂ આજ,
**કવી**—એવુ બોલીને સાવિત્રી કરજોડી રહીરે
**યમરાજા**-પુત્રી ધન્ય ત્હને સાચો છે નિશ્ચય તાહારોરે,
બાળા ત્હે મુજને વચને બાંધ્યો આ વાર
આજે નિશ્ચયના બળથી ત્હે વશ મુજને કર્યોરે
લે આ છોડુ છુ પુત્રી તારો ભરથાર,
પામ્યો વર્ષ ચારસોનુ આયુષ તારો પતીરે
જગમાં ઘર ઘર નરનારી ગુણ ત્હારા ગાય
પામી સુખ જગમાં અંતે થાશે સુગતીરે.
**કવી**—એવુ કહીને અંતરધ્યાન થયા યમરાય,
વાગ્યા દેવ દુંદુભી પુષ્પ તણી વૃષ્ટિ થઇરે
વળતી આવ્યા આશ્રમમા સંગાતે દંપતીરે
સતીના અંતરમા આનંદ અતિ ઉભરાય,
સહુને વીતકની વાતો વિસ્તારીને કહીરે.
પ્રેમે લાગ્યા બન્ને વડિલ જનોને પાય,

આપે અતરની આશિષો સૌ એ નરનારનેરે
સર્વે વરદાનો યમરાજાના સાચા થયારે,
મળિયા વૈભવ સઘળા પામ્યા સુખ તમામ,
અતે શ્રી હરિને શરણે વસિને સુખિયા થયારે
બોલો જય જય કહે છે, મિત્ર બુલાખીરામ,
ગાતા શિખતા સરવે સદ્દવર્તનશાળી થજોરે
(મ જો શાહ, ની ચતુર સુદર સ્ત્રી વિલાસમાથી)

**— શરદ પુર્ણીમા, અજવાળી રાતની ગરબી —**

આસો માસો શગ્દપુનમની રાતજો,
ચાદલીઓ ઉગ્યોરે સખી મારા ચોકમા
સસરો મારો દેરા સરખો દેવજો, સાસુડી દેરારે કેરી પુતળી
જેઠ મારો અશાડીશે મેહજો, જેઠાણી ઝબુકે વાદળ વીજળી
દિયર મારે. ચાપલીઆનો છોડજો, દેરાણી ચાપલીયા કેરી પાખડી
નણદલ માહારી વાડીમાની વેલજો, નણદોઇ તે વાડીમાહીનો વાદરો.
પરણ્યો મારો ચતુર સુજાણજો, તાણીને બાધે નવરગ પાઘડી,
એ પાઘડીએ દશ દશ આટાજો, આટેને આટેરે નવરગ પાઘડી
ગોરીનો પરણ્યો વહાણે કમાવા જાયજો,
વાહાણેથી લાવે ખારેક ટોપરા,
ખારેક ખાય તો ખટકે ગોરીની દાઢજો,
ટોપરડુ ખાય તો ગોરીને કુચા વળે . આસો

**શ્રી બહુચરાજીનાં મહીના — રાગ ગરબી —**

ચઇતરે ચીત ઘણુ બાધુ, નમી નમી બહુચર આરાધુ,
મન મારૂ ગોખે જઇ લાગ્યુ, સેવોને શખલપુર રાણી,

વઇશાખે, વાવલીઆ વાયા, માજીના ઘટ તળે આવ્યા,
અબાજીની મોટી છે માયા સેવોને.
જેઠે, તો જુગતી છે સારી, હરિહર બ્રહ્મ થકી વારી,
ગોખ ઉપર જાઉં બલીહારી સેવોને
અષાઢે મેઘ ઘણા ગાજે, છત્ર શીર બહુચરને છાજે,
ચોઘડીયા તો અદભુત વાજે સેવોને.
શ્રાવણ, સરવડીયો વરસ્યો, માજીને ભજશો તો તરશો,
નીકર તમે અથડાતા મરશો સેવોને
ભાદરવો, ભલીપેરે ગાજે, મા સેવકને સનમુખ તો થાજે;
બુડતા બાવલડી સાહાજે સેવોને.
આસો, માસે આવી દીવાળી, આવ્યા છે અબા ને કાળી,
ગરબે રમે મોટા મહાકાળી સેવોને.
કાર્ત્તકે કોયલડી બોલે, ના આવે કોઈ માજીને તોલે,
તેજ જોતા ત્રીભોવન ડોલે સેવોને
માગસર, માનસરોવરનાહે, ચાચર આવી ગરબા તો ગાયે,
સેવકની મા કરજો સાહે ... સેવોને
પોષે, પ્રીત ઘણી ધારી, પાડવ લીધા ઉગારી,
કૌરવ સરવે ગયા હારી સેવોને.
માઘે, તો મને નથી ગમતુ, મન મારૂ રહે છે ભમતુ,
મન મારૂ માજીમા રમતુ સેવોને.
ફાગણે, ફર ફરતી હોળી, પહેર્યાં માએ ચરણાને ચોળી;
કેસર બહુ છાટયા છે ઘોળી સેવોને.

બારે માસ પુરણ કીધા, દહીતને દંડ ભલા દીધા,
દેવતા સહુ ઉગારી લીધા સેવોને
આસો સુદ બીજને બુધવારરે, બારે માસ કહ્યા નીરધારરે,
વલ્લભની કરજો મા વાહરરે સેવોને

—પંદર તિથિનો ગરબો—

પડવે, પાતળીઆ ગીરધારી, મારે ઘેર આવજોરે લોલ,
બીજે, બાળક બેઠું બહાર કે, મે સમજાવીયુરે લોલ
ત્રીજે ત્રણ ભુવનનો નાથ કે, મોતીડે વધાવીએરે લોલ,
ચોથે, ચચળ બોલી નાર કે, મથુરાની વાટમારે લોલ
પાંચમે, પગલા ભરજો પ્રેમ કે, મારે ઘેર આવજોરે લોલ,
છઠે, છોગાળા ભગવાન કે, ભગતને તારજોરે લોલ
સાતમે, સાદ કરે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ,
આઠમે, અવતરીઆ ભગવાન કે, નીરખું નાથનેરે લોલ
નોમે, વરત કરે એકનાર કે, ગોકુળ ગામનીરે લોલ,
દશમે, માર્યો મામા કસ કે, મથુરાની વાટમારે લોલ
એકાદશી, પરણી લાવ્યા નાર કે, સતભામા ખરીરે લોલ,
બારશે, બહુ બળીઆ ભગવાન કે, દીશોદીશ વાપીઆરે લોલ
તેરશે, ધન ધુવે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ
ચઉદશે, બનસી બટને ચોક કે, રાસ રમાડજોરે લોલ,
પુનમે, પંદર તીથી થઇ પુરી કે, ગુણ ગાઇ રહીરે લોલ

# રાસક્રીડા—શ્રીકૃષ્ણ રાધાનો ગરબો—



વનમા ભુલી પડીરે, પેલો ક્યા ગયો કાનુડો—ટેક
ઝરમર ઝરમર મેહુલો વરસે, પુરણ કરી છે હેલી,
અઘોર વનમા મુજને મેલી, ત્યા કોણ અમારૂ બેલી—વન૦
ગોકુળ ગામની ગોવાલણી, સહુ મહી વેચવા ચાલી,
મારગ મળીયા માવજી, ત્યા રોકી રાધે પ્યારી—વન૦
મારગ મળીયા માવજી, મને રોવા સરખી કીધી,
માથા ઉપરથી મહીની, મટુકી, ઉઠાવીને લીધી—વન૦
જસોદાજી આ લાલ તમારો, આડા અવળી ચાલે,
સોળ સહસ્ત્ર ગોપીઓમા, મન માને ત્યા માલે—વન૦
આગળ પાછળ મહેલ તમારા, વચમા અમારી મેડી,
અગાશીમા અમેજ રમતા, સાન કરી શીદ તેડી—વન૦

મોર મુગટ ને કાને કુડળ, હરખે વાગે તાળી,
આગળ પાછળ ગોપી નાચે, મધ્ય નાચે વનમાળી—વન૦
ભમરી ખાતા ભુધરજીએ, એવી માયા કીધી,
હરી તો અતરધ્યાન થયા, એક સખી સગાથે ધીધી—વન૦
પુરૂષોતમને પગલે પગલે જોતી જોતી જાઉ,
નારાયણના દર્શણ વિણુ હુ, આકુળવ્યાકુળ થાઉ—વન૦
જોતામા એક અબળા દીઠી, તેને પુછી વાત,
રાધા કહે અભિમાન આવ્યુ ત્યારે, તજ્યો અમારો સાથ—વન૦
ઝાડે ઝાડે જોતી ચાલુ, જઇને ઝાલુ હાથ,
તાલ જાણી ત્રીકમજીએ પ્રેમે લીડી બાથ—વન૦
વદ્રાવનની કુજગલનમા મળીગા રાધે પ્યારી,
મયારામના પ્રીતમ મગતા, વેળા અમારી વાળી—વન૦

—.કજોડાની ગરબી —

કાચલડા કકોડીને વાડકીમા પાણી ..
ન્હાનો વર નવડાવા બેઠી, સમડી લઇ ગઇ તાણી-લાલ કેમ કરીએ.
મારે કરમે કજોડુ લાલ કેમ કરીએ લા.
મારે જુગમા વગોણુ, મારે સઇયરોમા મેણુ લાલ
ટોપલીયામા ઘાલી હુ તો, કાકા બળીયા ગઇતી,
કાકેબળીયે પુછુયુ તારો શો સગો એ લાગે લાલ
બાઇજીનો બેટો ને નણદીનો વીરો, ન્હાનો છે પણ કથ-લાલ.
રોટલા ઘડુ ત્યારે ચાણકીરે માગે, ધબ લઇને ઢીકો મારે હૈડામા સાલે
પાણીડા જાઉ તારે છેડે વળગ્યો આવે .. , લાલ.

ધબ લઇને ઢીકો મારૂ હૈયામા સાલે લાલ.
હાથ દોરડી ને પેટ મોટુ ગોળી લાલ.
ઉકરડે જઇ કળસે બેશે, સમળી પાડે ઢાળી લાલ.



## છોકરીઓની રમત

-ઃરાગ-ગરબો-

તમને કઈ વહુ ગોરા ગમશે લાલ,
અચકો મચકો કારેલી અચકો
અમને રૂખી વહુ ગોરા ગમશે રાજ અચકો
એ ઠીંગણીને શુ કરશો રાજ અચકો.
એ ઠીંગણી કામણગારી રાજ અચકો
એને ઉંચી ઉંચી મેડીએ બેસારશુ રાજ અચકો.
એને ટોપલો ઘરાણુ ઘાલશુ રાજ અચકો.

## ગુણીયલ ગજરો — રાગ-ગરબી —

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો, તારા ગજરાનો માનીશુ મજરો.
તારા ગજરાનુ આપીશુ મૂલ, માંહી ગુંથજે ગુલાબનુ ફુલ,
જે તુ કહીશ તે કરશુ કબુલ . માલણ.

જેવી તારી હોય ચતુરાઇ, તેથી કરજે તેની સરસાઈ,
કાઇ બાકી ન રાખીશ બાઈ માલણ.
એવી કરજે કારીગરી એમા, જુગ્નિ હોય જોવા જેવી જેમાં,
મોહ પામે મુનિવર તેમાં માલણ.
વર લાડકડાને રે કાજે, એવો ગુથજે ગજરો તુ આજે,
જેવો છત્રપતિને છાજે માલણ
એમા જુગ્તિ જોવાજોગ જાણી, જુએ અ ગમા ઉમ ગ આણી,
રીઝે **રાજા** અને વળી **રાણી** ... ...માલણ
તને આપીશ હીરાનો હાર, વળી સોળ સારા શણગાર,
ઉપર હેમની **મહોર** હજાર... ... ... ...માલણ
કવિતાની કીંમત ઉર આણે, એજ ગજરાનુ મૂલ પ્રમાણે,
દાખે **દલપત** બીજા શુ જાણે ... માલણ.

**(હરીદાસ કૃત)— પાંડવનો ગરબો —**

ગરૂડ ચઢી આવજો ગીરધારી, લજ્યા મારી રાખજો મોરારી–ટેક.
ભાવે ગણપતિને ગાઇએ, ગુરૂને ચરણે જઇને નમીએ,
પદ પુજીને પાવન થઇએ ... ગરૂડ ચઢી૦
કુતા માતા છે શુભ મતિ, સતી સાધ્વી દ્રૌપદી,
મારી વહારે ચઢો જદુપતિ... ... ... ગરૂડ ચઢી૦
**ધર્મ** રાજા તે ધર્મનુ ધ્યાન, રૂડા **અર્જુન**ના વિશ્રામ,
**ભીમ** સહિત મહા બળવાન... .. ગરૂડ ચડી૦
જોશી સહદેવને લાવે, તે તો પાંડુના પુત્ર કા'વે,
તેજવતા તે નિકુળ આવે ... ... ગરૂડ ચડી૦

હસ્તિનાપુરમા હોડજ ધારી, માડયા ધુત ને બાજી હારી,
પહેલે-પાસે હસ્તિનાપુર હારી.. ગરૂડ ચઢી૦
બીજે હાર્યા તે ગર્થ ભ ડાર, ધર્મ રાજા કરે વિચાર,
એમ હાર્યા તે વારમવાર ગરૂડ ચઢી૦
ત્રીજે હાર્યા તે ચતુર ચુકાવી, ગયા ધુત વિદ્યા થકી હારી,
ચોથે હાર્યા દ્રૌપદી નારી ગરૂડ ચઢી૦
પાડવ હાર્યાને હિ મત મેલી, એમની વાત તે વિશ્વમા થએલી,
બહુ નામી થજો મારા બેલી ગરૂડ ચઢી
એવે બોલ્યો દુર્યોધન અહ કારી, તેડી લાવો પાડવની નારી,
એમ સભામા બોલ્યા પોકારી ગરૂડ ચઢી૦
એવે દુશા શન, દોડતોરે આવ્યો, સભાને મમાચાર સભળાવ્યો,
કેશ સાહી દ્રોપતીને લાવ્યો ગરૂડ ચઢી૦
સુણી બોલ્યો દુર્યોધન અહ કારી, ખોળે બેસો પાડવનીરે નારી,
એમ સભામા બોલ્યો હોકારી ગરૂડ ચઢી૦
ત્યારે સતીએ દીધોરે શ્રાપ, તને લાગ્યુ પૂર્વનુ રે પાપ,
ખોળે બેસશે શોક-સ તાપ ગરૂડ ચઢી૦
ખોળે ખેળે ગદા-ભીમ કેરી, તને કાળે લીધોછેરે ઘેરી
બધુ યાદવકુળ કર્યુ વેરી ગરૂડ ચઢી૦
દુર પ થ છે દ્વારીકા ગામ, સે'જે સુતા છે સુદર શ્યામ,
મારી વા'રે ચઢો ઘનશ્યામ ગરૂડ ચઢી૦
હરિએ ગરૂડ કર્યો તૈયાર, ત્યારે બોલ્યા રૂક્મિણી નાર,
તમે કયારે પધારો ભર્તાર ગરૂડ ચઢી૦

સતીને ભરીરે સભામા આણી, એના ચીર લેછે દુષ્ટ ટાણી
તેની વા'રે ચઢુ છુ રાણી ગરૂડ ચઢી૦
પ્રભુ ભરીરે સભામારે આવ્યા, પચાળીના પટકુળ લાવ્યા,
કર સાહીને ચીર પહેરાવ્યા ગરૂડ ચઢી૦
હરિએ નવસે નવ્વાણુ ચીર પૂર્યા ,તેમા એકે નથી અધુરા,
ભક્ત કામમા પ્રભુ છે શુરા ગરૂડ ચઢી૦
જે કોઈ પાડવનુ પદ ગાશે, તેણે કોટી યજ્ઞ ફળ થાશે,
હારદાસનુ કારજ સરાશે ગરૂડ ચઢી૦

**મીરા ચરિત્ર —:રાગ ગરબી:—**

**મીરાં મન મોહનશુ માન્યુ. .. ...... .. .....**

વરિયા વરિયા શ્રી ગીરધરલાલ, જાણે જગ નથી કાઇ છાનુ,
જેમલ રાઠોડની દીકરીરે, સુણો, મીંડતા એનુ ધામ,
રૂપ ગુણ કોઇ સમોવડ નહીં, રૂડુ ધર્યું મીરાબાઇ નામ–મીરા
જોશીએ વાચી જન્મોતરી રે, તેમા લખ્યુ નીકળ્યુ એહ,
વરશે વિશ્વભર નાથને રે, કરશે નદ કુવરજીશુ નેહ–મીરા
ઉદ્યોતપુરનો રાણો રાજીયો રે, તે સાથે કરી છે સગાઇ,
પરણીને વળાવ્યા સાસરે, કઈ લૌકિક રીતે મીરાબાઈ–મીરા
દેવીને દેવા વધામણા રે, ચાલ્યા વરકન્યા સહુજન,
રાણે પારવતીજી પુજ્યા રે, મીરાનુ નો મોહનમા મન–મીરા૦
સાસુ કહે સૌભાગ્ય વધેરે વહુ, નમો શક્તિને પાય,
મીરા કહે મસ્તક મારૂ નહીં નમે,વિના શ્રીગિરિવરધર રાય–મીરા
સાસુ કહેરે સામી બોલી આજથી, મારે નથી એ વહુનુ કામ,
પુત્રને કહ્યુ એહને રાખો પરી,એક ન્યારૂ રચાવો એનુ ધામ–મીરા

એવુ સુણીને મીરા મગ્ન થયારે, ભલુ થયુ ભાગ્યો જ જાળ;
સાધુની સ ગે દિનરેણુ નિર્ગમીશુ સુખે, સેવીશુ શ્રીગોગાળ–મીરા
ન દ ન દન સાથે ન્યારા રહ્યારે મીરા, હરિજન આવે ઘણા ઘેર,
નિત્ય ભજન કથા કિર્તન ઓચ્છવ,હરિના–ને કરે લીલાલેહેર–મીરાં.
નણુ દ આવી મીરાબાઈની પાસે, ભાભી આ શો માડયો ઉત્પાત,
સ સગે રાણાજીનુ કુળ લજાવ્યુ ,વહુ મહીએર લજાવ્યા માત તાત
અ બર આભણુ પેહેરો અનુપમ, સજો સુ દર શણુગાર,
મહેલે પધારો રાણાજી તણેરે, રમી રીઝવી લ્યો ભરથાર–મીરાં
છાપા તિલક આ શી ! તુલશીની માળા, નાચો કુદો વેરાગીને વેષ,
સ ગ મુકી દો સાકુ સન્તનો રે,રાણાજી તો કરે સુણી કલેશ–મીરા
મીરા કહેરે બાઇ કલેશ ટાળવાનો, એકજ છે ઉપાય,
કહેજોરાણાજીનેકે સાધુનેસેવે પ્રેમે,નૃત્ય કરી હરિગુણુગાય–મીરા.
વળી સોનુ રૂપુ પહેરેશુ સુધર્યુ રે, કહાડી નાખો એ ડાક ડમાળ,
છાપા તિલક ધરી સાધુઓમા બેશો, ચાલો પહેરો તુલશીની માળ–
તમો પણુ જાઓ શીદ સાસરે રે, બાઇ,વૃથા વટાળો શાને દેહ,
મનગમતા મોહનવર સાથે તમો, સરવ તજીને કરો સ્નેહ–મીરા
કેહેજો તમારી માતને રે વૃદ્ધ થયા ગોવિ દ ગુણુ ગાયે,
હરિ વિના કોટિ દેવ શેવશો તોએ, જન્મ મરણુ નહીં જાએ–મીરા
સુણી એમ છણુકતી ખીજતીરે, બાળા આવી બ ધવની પાસ,
ઓ ભાઇ ભાભી કહે છે થાઓ વેરાગી, સહુ મુકી દો રાજ અવાસ–
એવુ સુણીને આવ્યો રોષ રાણાને, પ્રેર્યો સેવક મીરાને અવાસ,
લાવો ખબર છે શા ર ગમારે, કોણુ કોણુ બેઠુ છે એની પાસ-મીરા.

અનુચરે આવી એમ કહ્યુ જે, નથી ત્રીજુ માણસ આ વાર,
રાણીજી સાથે કોઇ પુરૂષ બીજો છે, ઘરમા થઇ રહી છે થૈથૈકાર—
સુણતામા રાણો થયો રાતડોરે, ખેચી ખડ્ગ ધાયો છે તેણીવાર;
પેઠો મીરાને મેહેલે એકલોરે, કોઇ આવે ના ધાઈ દીધા દ્વાર—મીરાં.
આવી જોયુ તો મીરા એકલીરે, પ્રભુએ તેને ના દીધુ દર્શન
પુછયુ મીરાને પેલો પુરૂષ કયા છે, તાહરે લાગ્યુ જેશુ લગ્ન—મીરાં
કયા છે પુછો શુ રાણા રોષમા રે તે તો સઘળે વસે છે ભરપૂર,
ધ્યાનમા જુવે જોગી, પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહેછે દુષ્ટ થકી દુર—મીરા
કાહાડી નાખોજી આ કલેશ કપટ, સત્સંગે નિર્મળ કરો મન;
પ્રેમ ભક્તિએ પરબ્રહ્મ ભજો તો, તમને થાય તેહના દર્શન—મીરા
એવુ સુણીને આગ લાગી ગણીરે, પણ ભાવ ના સજયોરે ભૂપ,
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એહવે, દીઠા મીરાના બે રૂપ—મીરા
તોયે મુરખ સમજયો નહીં રે, મન સાથે ન કીધો વિચાર,
ફરી ખડગ એણે ખેચીયુ રે, ત્યારે હરિયે દેખાડી મીરા ચાર—
છોભો પડયો ને પાછો ફર્યો રે, રાણો આવ્યો પોતાને ઘેર,
વિષનો પ્યાલો મોકલ્યો પીજો, કહાવ્યુ રાણાએ આણી ઝેર—મીરા
લીધો મીરાએ મન મગ્ન થઈરે, પ્રભુને દેખાડી કર્યું વિષપાન,
અમૃત સરીખુ થઈ ગયુરે, એનો સમર્થ ધણી ભગવાન—મીરા.
મીરાબાઇ આવ્યા વૃંદાવનમારે, પ્રેમે નીરખ્યા શ્રી વ્રજરાય,
શ્રી જમુના પયપાન કર્યું ને, કરી જીવા ગોસાઇને શિક્ષાય-મીરા.
હરિજન જાણી મીરાએ મળવા કહાવ્યુ, તેણે કાવ્યુ ના જોઉં સ્ત્રીનુ મુખ
મીરા કહે સારૂ થયુ સારૂ મુજને, પર પુરૂષ જોએથી દુખ—

આજ લગી હુ એમ જાણુતી જે, વ્રજમા કૃષ્ણ પુરૂષ છે એક,
વૃદાવન વસી હજુ પુરૂષ રહ્યા છો, તેમા ધન્ય તમારો વિવેક–
એવુ સુણીને જ્ઞાન પામિયારે, જીવા ગોસાઈ મળ્યા છે સામા ધાઈ
હળીમળીને હરિની વાત કરીને આવ્યા,મેવાડ દેશ મીરાબાઈ–
કરી તૈયારી ચાલ્યા દ્વારિકારે, પ્રેમે નિરખ્યા શ્રીરણછોડ,
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યા સદા, પહોચ્યા છે મનમા કોડ–
પાછળ પસ્તાવો રાણાને થયો રે, ગયુ ઉતરી મનનુ ઝેર,
મુખે માગે તે આપુ તેહને જે કોઇ, લાવે મનાવી મીરાને ઘેર–
ઉપરા ઉપરી તેડા મોકલ્યા રે, આવીને લાગ્યા સહુ પાય,
માજી પધારો મેવાડમા વેહેલા, રાણાજી તો અન્ન ન ખાય–મીરા
જાજા લગી તમો રહેશો દ્વારિકા રે, ત્યા લગી કરૂ અપવાસ,
આગ્રહ દેખી મીરા વિદાય માગવાને,આવ્યા શ્રીપ્રભુજીની પાસ–
હરિએ હકીકત સાભળી રે, હસી ચાપી હૃદયા સાથ,
શ્રીકૃષ્ણ સ્વરૂપમા સમાઇ ગયારે મીરા, જે જે શ્રીદ્વારિકા નાથ
ચરિત્ર આ મીરાબાઇનુરે જે કો, શિખે સાભળે ને ગાય,
પ્રેમ ભકિત તેહને મળે ને ત્રુઠે, દયાનો પ્રીતમ વ્રજરાય–મીરા

---

જયારે રામચદ્રજી તથા લક્ષ્મણજી વનવાસ ચાલ્યા ત્યારે સીતાજીએ કહ્યુ' કે હુ પણ સાથે આવીશ, તે સમે રામચદ્રજીએ કહ્યુ કે તમે પિયેર જાઓ અથવા અહીં રહો

— તે વિસેનુ ધોળ —

રામ લક્ષ્મણ વનમા સીધાવતા, સતી સીતાને આવતા સાથ,
કહે રઘુનાથ. પધારો પિયેર ભણી–(ટેક)
નહિ તો અહીં રહો સસરાના રાજમા હેતે હળી મળી સાસુ,
સગાથ, નહિ તો જોડી હાથ. . ... ...પધારો
અમે વસ્તીમા નહિ વસીયે વનીતા, અમે કરશુ જઇ વનવાસ,
તમે પામો ત્રાસ... ... . ... . .પધારો
સાથે રથ કે ઘોડુ નહિ રાખીએ નહિ રાખીએ દાસી કે દાસ,
કોઇ અમ પાસ... ... .. . . . . પધારો
તમે કોશનો પથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક,
લીટી ખેચો નાક.. .. ... . પધારો
અમે વનફળ ખાઈ ખુશીમા રહેશુ, કોઇ દિવસે તો કેવળ શાક,
વિન લુણ પાક... ... ... . પધારો.
વનમા નથી મદીર નથી માળીયા, નથી પહોડવા કાજ પલગ,
રગીત નવ રગ. .. .. ... .. ...પધારો
કરશુ ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુચે અગ,
એમા શો ઉમગ... . .પધારો.
વનમા હીરના ચીર તો નહી મળે, વનમા નહિ મળે ફરતા,
ફુલેલ કે તેલ ધુપેલ . . પધારો.

વનમા નહી મળે શાણી સાહેલીયો કરશો કે સ ગ ખાત્યથી,
ખેલ ઉમ ગ ભરેલ ... પધારો.
ઉષ્ણુકાળે વાશે ઉના વાયરા, એવુ દેખીને થાશો ઉદાસ,
આવે જ્યારે જેઠ માસ પધારો.
વરસે મેઘને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરૂ તળે વાસ,
નહી છત્ર પાસ પધારો.
વનમા ઘાતકી રહે છે **શાક્ષસ** ઘણા, ચારે તરફ ફરે બહુ ચોર,
જેનુ ઘણુ જોર ... ... ... ...પધારો
વનમા વાઘ વરૂને વાદર, જેવા ઘણા વિચરે જનાવર ઘોર
બધે નહિ ઢોર... ... પધારો
મોટા પર્વત દેખીને માનની, તમને નજરે જોયા નહિ જાય,
દીઠે ખાવા ધાય ... ...પધારો.
તમે રાજકન્યા કાયા કોમળી, વનવાસના દુ ખ ન વેઠાય,
**કાયા કરમાય..** ... .. પધારો
રણુમાં અ ધારૂ દેખી ડરો ઘણા, નથી નિસર્યાં ઘડી ઘરબાર,
છો **નાજુક નાર** ... પધારો
તમે છોટી ઉમર **સોળ** વર્ષના, નથી સ કટ વેઠયા લગાર,
તમે કોઇવાર . .પધારો
પરણી આવીને પીઅર ગયા નથી, તમને મળવાને ઇચ્છે છે,
તમ માય, ચોપે ચિત ચાય ... પધારો
રાજા જનકજી તમને ઝ ખે ઘણા, તેમના સ દેશા આવે સદાય,
તેડા પાછા જાય , ... . પધારો.

ભાત ભાતના ભોજન ભાવતા, તમને મોકલશે મહિપાળ,
પુરાવીને થાળ ... પધારો
અમે અવધે ફરી જ્યારે આવશુ, લેશુ સ્નેહે તમારી સભાળ,
ત્યારે તત્કાળ ... પધારો
રૂડી મિથિલાપુરી મન માનતી, તેમા પામશો પરમ વિરામ,
બાપને ગામ ... પધારો
ગોરી તમને ગમે તેમ હુ કરૂ, એમ દલપતરામનો શ્યામ,
કહે રાજા રામ... ... .. . ... ...પધારો

## — તે પછી સીતાજી બોલ્યાં તેનુ ધોળ —

એવુ સાભળી સીતાજી કહે સુણો સુદરશ્યામ સુજાણ,
પ્યારા મારા પ્રાણ . સાથે રાખો સ્નેહથી –(ટેક)
જુદા પડવાની વાત વા'લા કહો, તેતો બોલ લાગે તીક્ષણ,
બાણ, રઘુકુળ ભાણુ... ... ...સાથે રાખો
સ્વામી જ્યા તમે ત્યા ઘર માહરૂ, તમથી વેગળી તે પરદેશ,
હુ જાણુ હમેશ... ... ... ... ...સાથે રાખો
તમે જોગીનો વેશ જો ધારશો, તો હુ જોગણનો ધરૂ વેશ,
જટા કરૂ કેશ... ... ... ... ...સાથે રાખો.
સ્વામી તમેરે સુખી તો સુખ માહરે તમે દુખમા તો દુખ,
મારે દેહ, એમા શો સદેહ... સાથે રાખો.
જે કોઈ પરણ્યા પછી રહે પીયરમા, અવતાર બળ્યો ધીક,
એહ, મુવા જેવી તેહ સાથે રાખો.

સ્વામી તમ વીના મ દીરને માળીઆ, ભાસે પર્વત મોટા,
સમાન, વસ્તી તો વેરાન . સાથે રાખો
મહાવનમા ભરી વસ્તી ભાશસે, જ્યારે પામીશ દર્શન દાન,
કૃપાના નીધાન... . . . . .સાથે રાખો
સાસુ સસરાને માત પીતા સઉ, ભલે જીવો–કરો રૂડા રાજ,
મને મહારાજ ... સાથે રાખો
સ્વામી શુ કરૂ ભાઇ ભોજાઇને, સ્વામી શુ કરૂ સઇયર સમાજ,
કોનુ નથી કાજ ... સાથે રાખો
સાચુ સગપણ જગમા સ્વામી તણુ બીજો સ્વાર્થી સઘળો,
સસાર, કુટુબ પરીવાર ... સાથે રાખો
મારા લાડ પાલણુ તમે લાલજી, બીજો નથી આસુનો લો'નાર,
કે એકે આધાર સાથે રાખો
કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હુ તમથી જુદી પડુ છેક,
જીવુ તજી ટેક સાથે રાખો
જો કોઇ જળથી જુદી પડી માછલી રાખે દુધમા કરી વીવેક,
જીવે પળ એક . સાથે રાખો
તમે સુખના સાગર રહો વેગળા, પછી શુ કરૂ રાજને પાટ,
હવેલીના ઠાઠ .સાથે રાખો
મને હીરના ચીર ગમે નહિ, મને ન ગમે ઘરેણાના ઘાટ,
મટાડો ઉચાટ સાથે રાખો
હુ તો તમને દીઠે થાઉ દેખતી, આણ દીઠે તો આધળી ભીત,
જન્મી એ રીત ...સાથે રાખો.

મે તો સ્નેહ તોડયા સહુ લોકથી, બાંધી તમ સંગે પુરણ પ્રીત,
ચોરાયું ચીત સાથે રાખો
જમવું જીવન તમથી જુદા પડી, હોય વિધવિધના પકવાન,
તે વિષના સમાન સાથે રાખો
કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાકને પાન,
તે મેવા સમાન સાથે રાખો
પડશે તડકાને તાપ વૈશાખના તે તો જાણી ચંદ્ર પ્રકાશ,
રંગહી તમ પાસ સાથે રાખો
મુજને મેલીને પંથ પધારશો આવી મળવાની ધરશો ન આશ,
નિશ્ચે પામુ નાશ સાથે રાખો
કરતી વાત ઢળી પડી ધરણીએ, **સતી જાનકી** થઇ નીરાશ,
કહે લેતી શ્વાસ ... સાથે રાખો
દયા કરી દેવ દલપતરામના, સતી સીતાને દેખી થયા ઉદાશ,
જતા **વનવાસ** **સાથે રાખ્યા સ્નેહથી**—

**રામચંદ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનુ-ધોળ.**

સ્વસ્તિશ્રી પુરં લંકા સોહામણી જ્યા રાજે છે જનક કુમારી,
રહો અખંડ એવાતણુ તમતણુ, એવી આશીષ વાંચો અમારી
ગોરી દૈવના જોગે જુદા પડયા, પણ પ્રાણ મારા તુજ પાસ,
એશુ બાગ બગીચે કે બંગલે, પણ રહું તમ વિના અધિક ઉદાસ
તારો સ્નેહ ઘડીએ ઘડી સાંભરે, તારો ભાવ ભુલ્યો કેમ જાય,
તારા હેતથી હૈડું ભરાય છે, તે તો લેખનથી ન લખાય
મારે અર્થે તમે બાળપણ થકી, તજ્યો સઘળો પીયર પરિવાર,
મારા લેશ વચન નહિ લોપિયા, નથી કોપિયા કદીએ લગાર.

તારી નમ્રતા અમ્રતથી ગળી, વળી શોભીતો શાન્ત સ્વભાવ,
જેથી મનની ઉદાસી તુરત મટે, તારા બોલનો એવો બનાવ.
ગોશદે તારા ગુણ કેમ વીસરે, કેમ વીસરે વીલાપ ભર્યાં વેણ,
હેતે હસ્તુ વદન તારૂ વનીતા, મારા નીરખવા તલપે છે નેણ.
દિવસે તુજ વિના દિલમા ગોઠે નહી, પીવુ પાણીકે જમવુ અનાજ,
રાતે રોઇને આખ્યો રાતી થઈ, લોક પુછે તો આવે છે લાજ
ગોરી મનમા ધીરજ ધરી રાખવી, કાલે ભાગશે ભવના વિજોગ,
જેથી રીજે આપણને જગપતિ, એવો અહોનિશ કરજો ઉદ્યોગ
જે જે વૃદ્ધ પડોશીયો શુધ્ધ છે, તેને પ્રીતેથી કહેજો પ્રણામ,
વીભીક્ષણ મારા મીત્ર પવીત્રને, કહેજો જરૂરનુ હોય જો કામ.
જોઇતી વસ્તુ જરૂર મગાવજો કશી વાતે મુઝાશો ન મન,
કાલે દેખીશુ દીવસ આનદના, જાશે વીસરી દુખે ભર્યાં દન.
જે જે પ્યારી તમારી સાહેલીયો, તેને પણ મારા કહેજો જુહાર,
સાસુ સસરાની આશીષે સુદરી, મળશુ ભામની ને ભરથાર.
વધે સ્નેહ ને સપ સુજન સાથે, તેવી તન મન રાખજો ટેવ,
અમે થોડી અવધે હવે આવીશુ, એમ લખે દલપતરામનો દેવ.

## — કૃષ્ણજીના દશ અવતારનો ગરબો —

કૃષ્ણ કનૈયાને જઈ મળોરે, હરી હઇયાના હાર મારા વ્હાલા,
પહેલે રૂપે શ્રીહરીરે, ધર્યો મચ્છા અવતાર મારા વ્હાલા,
શખાસુરને મારીયોરે, અપાવ્યા બ્રહ્માના વેદ, મારા વ્હાલા—કૃ૦
બીજેને રૂપે શ્રીહરીરે, ધર્યો કચ્છા અવતાર મારા વ્હાલા,
કચ્છે તે સાગર ડોળીઓરે, ચૌદ રત્ન કાઢયા બહાર, મારા વ્હાલા—કૃ૦

**ત્રીજે** ને રૂપે શ્રીહરે, **ધર્યો વરાહ** અવતાર મારા વ્હાલા,
પૃથ્વી દાંતમા ઘાલી લાવીયારે, ગઇતી રસાતાળ,મારા વ્હાલા–કૃ૦
**ચોથેને** રૂપે શ્રીહરીરે, ધર્યો **નૃસીંહ** અવતાર મારા વ્હાલા,
હીરણ્યાકશ્યપને મારીયોરે, પ્રલ્હાદની કીધી સ્હાય મારા વ્હાલા –
**પાચમે** રૂપે શ્રીહરીરે, ધર્યો **વામન** અવતાર મારા વ્હાલા,
બળી પાતાળે ચાપીઓરે, આપ થયા **છડીદાર** મારા વ્હાલા–કૃ૦
**છઠ્ઠે** ને રૂપે શ્રીહરીરે,ધર્યો **ફરશુરામ** અવતાર મારા વ્હાલા,
ફરશુરામે ફરશી ફેરવીરે, કાપ્યા **સહસ્ત્રાર્જુનના** હાથ મારા વ્હાલા
**સાતમે** ને રૂપે શ્રીહરીરે, ધર્યો **રામ** અવતાર મારા વ્હાલા
રામે તે **રાવણ** રોળીયોરે, દેવોને કીધુ સુખ મારા વ્હાલા–કૃ૦
**આઠમે** ને રૂપે શ્રીહરીરે, ધર્યો **કૃષ્ણ** અવતાર મારા વ્હાલા,
કૃષ્ણે તે કંસને મારિયોરે,આપ્યુ ઉગ્રસેનને રાજ મારા વ્હાલા–કૃ૦
**નવમે** ને રૂપે શ્રીહરીરે, ધર્યો **બુધ્ધ** અવતાર મારા વ્હાલા,
**દશમે** ને રૂપે શ્રીહરીરે, ધરશે **કલંકી** અવતાર મારા વ્હાલા–કૃ૦
કાલીંગાને મારશેરે, કમળા કેરા કંથ મારા વ્હાલા–કૃ૦

**નરસૈંમહેતા કૃત — રાગ ગરબી —**

મારૂ વંદ્રાવન છે રૂડુ રે, વઇકુંઠે નહિ આવુ,
નહિ આવુ નંદજીના લાલારે, વઈકુંઠે નહિ આવુ –ટેક૦
બેસી રહેવુ ને ટગમગરે જોવુ, નહીં ખાવુ નહીં પીવુરે,
વૈમાન મોકલો તો મોકલો વેહેલુ,હુ આવીશ સૌના પેહલુ રે–વૈકુંઠ.
બ્રહ્મના લોક તો છે અતી કુડા, વસી વ્રજના રૂડારે–વૈકુંઠ.
જય વિજય બે પોળીઆ હતા,તેને તતક્ષણ મેહેલ્યા કાહાડીરે,
નરસૈયાનો સ્વામી અંતરયામી,તમે સાંભળોને સારંગ પ્રાણીરે–વૈ૦

**સીદ્ધરાજ અને જસમા ઓડણની ગરબી—**

ગાજે **પાટણપુરમા** ગરવી ગુર્જરનો ધણીરે,
સાચો સબળો પેલો સોલકી **સીદ્ધરાજ,**
જેની કીર્તી વ્યાપી રહી આ જગમા ઘણીરે
તેણે લોકો કાજે વાવ કુવા બધાવીઆરે
મોટા માનસરોવર દેવળ ધર્મના વિશાળ,
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીઆરે,
તેણે પાટણ પાસે એક **સરોવર** આદર્યુ રે
ખોદે ખાડા ત્યા તો માળવી **ઓડણ** અનેક,
નાખે **ઓડણો** મટોડુ માથે લઇ ટોપલીરે,
પાળે વડની ડાળે ઝુલે બાળક પારણેરે
માટી લેતા **જસમા** ઝુલાવે નીજ બાળ,
વળતા મુખડુ દેખી જાય કુવરને વારણેરે,
સાદે વેષે ફરતા **રાજાએ દેખી–તે–પરીરે**
જાતે રૂપાળી રગીલી પરમ ચતુર,
પાસે જઇને **રાજા** કહે છે સુણ તુ **સુદરીરે**

**સીદ્ધરાજ**–માટી સારવાને આ કોમળ કાયા કરી નથીરે
પાળે બેસીને રીઝવ તુ તારૂ બાળ,
બીજી **ઓડણો** છે–તે–કામ કરે તારી વતીરે

**જસમા**—**જસમા** કહે છે રાજા કામ કરી ખાવુ ગમેરે,
મુજને બેસી રહેતા વાધે અગમા રોગ,
મારા નવરા હાથડા બેઠે નવ જાયે કદીરે.

**સીદ્ધરાજ-જસમા** જગલમા વસવાને તુ સરજી નથી રે,
મારા નગર તણો તુ આવીને જો નોક,
**પાટણપુરની** શોભા હુ તુજને શુ કહુ કથીરે

**જસમા**—નગરે અધારી શેરીને ઉચી મેડીઓરે,
તેમા માણુસ આડે ચાલ્યાનો નહી માર્ગ,
જાણે ઉનાળે ભરાતી દેખુ કીડીઓરે

**સીદ્ધરાજ**-જસમા માણુસ બહુ દેખીને શુ ઘેલી બનીરે,
તારા હલકા મનમા ઉઠે હલકા ઘાટ,
ન કળે **ખાખરની** ખીસ્કોલી સાકર સ્વાદનેરે.

**જસમા**—રાજા મેલા મન માણુસના મેલા શહેરનારે,
મેલી ગલીઓમા મારે છે દુર્ગંધ,
મેલા ઝેર તણા જીવો તે જીવે ઝેરમારે

**સીદ્ધરાજ**-જસમા રાજાના દરબારો તે દીઠા નથીરે,
તેમા બાગ બગીચા ખીલે પુલ ગુલાબ,
મોટા હોજ પુવારા ઉડે જોસથીરે

**જસમા**—રાજા જગલ આગળ બાગ બગીચા ધુળ છે રે,
જેવો સુરજ આગળ તારાનો ચળકાટ,
મારા જગલની મોજો તો **મોંઘે** મુલ છે રે

**સીદ્ધરાજ**-જસમા જગલની વાતો તુ આજ વિસારજેરે,
મીઠા **નરઘા** ને **સારગી** કેરા સુર,
કે જે કોમળ સુસ્વર સુણી દીલડુ ઠરેરે.

**જસમા**—રાજા નવ રીઝુ **સારગી** કેરા સુરથી રે,
**મેના, મોર, બપૈયાએ,** ટેવ્યા છે મુજ કાન,
વાતો **કોયલના** ટૌકારની તો કહેતી નથી રે.

**સિદ્ધરાજ**—**ઓઢણુ** આવે તો ઉતારૂ મેડી માળીએરે,
રહેજો મિત્ર સહોદર સર્વ સબધી સાથ,
તમને પ્રીયજન માનીને નિશદીન પાળશુ રે

**જસમા**—**મારે ઓડણુને** ઉતારવા જોઇએ ઝુપડી રે,
મેડી માળે ચડતા મુજને આવે ફેર,
પડતા પગ ભાગે ને કાયા થઈ જાય કુબડી રે.

**સિદ્ધરાજ**—ઓડણ આવે તો પીરસાવુ મેવા ચુરમા રે,
ઝુલે **હાથી ઘોડા** ગુર્જરપતિને દરબાર;
તેને દેખીને હરખાશે **ઓડણ** ઉરમા રે

**જસમા**—મારે ઓડાણને તો વાળુ જોઇએ ઘેસના રે,
રાજા શુ છે મારે હય હાથીનુ કામ,
**દહી ને દુધ** મજેના મારે **ભુરી ભેસના** રે.

**સિદ્ધરાજ**—ઓડણ માગી લ્યોને આછા **સાળુ** ઓઢણા રે,
**હીરા માણેક મોતી સોનાના ભડાર;**
આવી કચનવરણી કાયા પર શોભે ઘણા રે

**જસમા**—છાયલ ટકશે ઝાઝા આછા સાળુ તો ફાટી જશે રે,
નાખુ ઘાસ ચણોઠી ગઠી કે ઠે **હાર**,
પહેરૂ **ફુલ તણી માળા** તો પરણ્યો રીજશે રે

**સિદ્ધરાજ**—જસમા કહે તો–તુ મુજને કેવો છે તારો પતીરે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર,
એના જેવો સુખીઓ આ જગમા બીજો નથીરે

**જસમા**—પેલો કેડ કસીને કામ કરે મારો પતીરે,
જેના મોળીયામા બહેકે છે બહુ ફુલ,
જેના કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતીરે.

**સિંધરાજ**—જોને કામ કરતા એ ન્યાળે તારા ભણીરે,
એના મનમા તારો પુરો નહી વિશ્વાસ,
તારી ખુઝ ન જાણે **જસમા** એ તારો ધણીરે.

**જસમા**—રાજા સાચાને ભય લેશ નથી સસારમા રે,
મારા પતિને મારો સપૂર્ણ વિશ્વાસ,
હુ તો અન્ય જનોને ભાઇ ગણી રહુ ભારમારે

**સિંધરાજ**—**જસમા** રાણા ને રાજાને હુ તાબે કરૂ રે,
મોટા મહારથી પણ ન આપે સામો બોલ,
તારા આગળ હુ નવ અમલ ચલાવા આદરૂ રે.

**જસમા**—રાજા! કાયા ને માયા પર બળ નૃપનુ વસ્યુ રે,
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માય,
ભારે ભુપ તણુ પણ તે પર ન ચાલે કશુ રે.

**સિંધરાજ**—જસમા દ્રઢતા તારી દેખી વિસ્મય થાય છે રે,
આવા દંપતીને પણ આખર હોય વિયોગ,
મિથ્યા આ જગના સુખ માટે મન મુઝાય છે રે.

**જસમા**—રાજા કોઇ ન જાણે કાલે મારૂ શુ થશે રે,
એવી અલ્પ જીદગી માણે સો લોક,
રૂડી રહેણી-એ-સુખ પરલોકે પુરણ આપશેરે.
એવુ કહીને જસમા ટોપલી લઇ પાછી ફરીરે,
રાયે લીધો વળતી **પાટણ કેરો પથ**,
થઇ છે જસમાના **પતિવ્રતની** જેને ખાતરી રે.

## —નરસીંહ મહેતાની હુડીનો ગરબો—

મારી હુડી સ્વીકારો મહારાજરે, શામળા ગીરધારી,
પ્રભુ એક તમારો આધારરે, શામળા ગીરધારી—શા૦
પ્રહેલાદની પત રાખવા, ધર્યું નરસીહ રૂપ,
થભથકી વ્હાલોપ્રગટીયારે, વહાલે માર્યો હીરણાકસભુપરે—શા૦
નીભાડામાથી બળતા ઉગાર્યો, બીલાડી કેરા બાળ,
ટીટોડીના વ્હાલે ઈંડા ઉગાર્યો, હરી હેતે થયા રખવાળરે—શા૦
વાણીયાને વીમાસણુ કરી, ને મગાવ્યો માટીનો આહાર,
ખાડણીયામાબ.ળક ખાડીયો,તમારીમરજીપ્રમાણેમહારાજરે—શા૦
રાણાજીએ કાળ વધારીયો, મીરાં કારણ મહારાજ,
ઝેર ઘોળ્યા તે અમૃત કર્યા તમે, ઝેરના જારણુ હારરે—શા૦
ગગેવ કેરે કારણે અક્રૂર ધરીયુ હાથ,
સુધન્વાને કારણે તમે, તેલમા તળાયા નાથરે—શા૦
શીબીરાજની માટી-છાબે, તોળાણી, ખાલી કર્યા શરીર,
ધર્મ કેરે કારણે તમે, કો'લા, કે'વાણા મહારાજરે—શા૦
સાડા ત્રણુસો ખોડલા—નાગરના, જુનાગઢ મોજાર,
તેમા નથી મારે નોતરૂ, મને નાતે દીધો તીરસ્કારરે.—શા૦
ઝુપડી તારા સેવકની, જમવા નથી જાર,
બેટી બેટા વળાવીયા હવે, વળાવી ઘરની નારરે—શા૦
ગગ્થ તો મારે ગોપીચદનુ, તુલસી હેમનો હાર,
સાચુ ઘરેણુ મારે શામળો મારી, દોલત છે ઝાઝનેપખાજરે.—શા૦

હુ નથી મોટો લાખુ પતી, હુ નથી શેઠ શાહુકાર,
નરસીંહ મહેતાની વીનતી હુ તો, નાગરમા છુ કગાળરે -શા૦
શેઠ તો દ્વારકાપુરીવશે, **શામળશાહ** જેનુ નામ,
હુ**ડી** લેજો હાથમા મોહન, કરજો પછી બીજુ કામરે -શા૦
તીરથવાસી ગામમા ફરે, પુછે નામ ને ઠામ,
ગલીએગલીએ ફરી વળ્યા, અહીં નથી શામળશાનુ નામરે-શા૦
ધુતારે ધુત વિદ્યા કરી, અમને કહેતું હતુ બધુ ગામ,
ઠગારે કરી ઠેકડી, અમારે પૂર્વ જન્મના પાપરે-શા૦
તીરથવાસી ગામમા ફરી, નીકળ્યા ઝાપા બાર,
ત્યારે રૂપ લીધુ વા'લે વણીકનુ, વા'લો શેઠ થયા તત્કાળરે-શા૦
કાને કુડળ જળહળે એના, તેજતણો નહી પાર,
બાએ બાજુબધ બેરખા, હરીને હૈયે છે હેમના હારરે -શા૦
હુડી લાવો મારા હાથમા **શામળશા'** મારૂ નામ,
હમેશા લખજો હુડીયુ, કે'જો વાણોતર સરખુ કામરે -શા૦
હુડી હાથો હાથ આપી, વા'લે પુરી હઈયાની હામ,
નરસી'હમહેતાનો સ્વામી શામળો, વા'લેનવખડમા રાખ્યુ નામ,
મારી હુડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી
માથે ધણી ધાર્યો કીરતારરે શામળા ગીરધારી
મને કોઈની નથી આશરે શામળા ગીરધારીરે
મારે શામળીયા જેવો સરદારરે શામળા ગીરધારી
તમે શામળીયા કરજો સાહયરે શામળા ગીરધારી

**મુળદાસકૃત — રાગ ગરબી —**

ક્યમ કરી ભરીએ આછા નીરરે, જમુનાને આરે,
કાઠડે ઉભા **ગીરધરલાલરે, ગોપીના** વહાલા—ટેક.
સોના રૂપાનો મારો ઘાટ ઘડુલો વાહલા,
ઉઢણીએ રત્ન જડાવરે, ગોપીના વાહલા
એકવાર જમના પાણીરે ગયાતા વાહલા,
સાથે સહીયરોની હારરે, ગોપીના વાહલા
**સાસુ ધુતારી** મોરી **નણદી ઠગારી** વાહલા,
નાનો દીયરીયો દેશે ગાળરે, ગોપીના વાહલા,
એક એક **મોતી** મારૂ લાખ સવાયુ વાહલા
પરોવ્યુ છે તે **સોના** કેરે તારરે, ગોપીના વાહલા,
વળગા જુમી તમે ન કરોને સ્વામી,
મારો તુટશે **નવસર** હારરે, ગોપીના વાહલા
તાણો મા તાણો મારો હાર તુટે વાહલા,
મોતીડા વેરાયા માણેક ચોકરે ગોપીના વાહલા
માથે મટુકી હુ તો વન વન ફરતી વાહલા,
દેખે મારા મહીઅરીઆના લોકરે ગોપીના વાહલા
**મુળદાસ** કહે પ્રભુ મોહન મળીયા વાહલા
પુર્યા મારા મનડાના કોડરે ગોપીના વાહલા

**નરસૈમહેતાકૃત-પ્રભાત—:રાગ ગરબી —**

જાગોરે **જસોદાના** જીવણ વહાણલાં વાયા
તમારે ઓશીકે મારા **ચીર** ચપાયા—જાગોરે.
પાસુરે મરડો તો **વા'લા** ચીર લેઉંરે તાણી,
સરખી સમાણી સઈયરો સાથે, જાવુ છે પાણી—જાગોરે.

પખીડા બોલેરે વહાલા, રજની રહી થોડી,
સેજલડીથી ઉઠો વહાલા, આળશડા મોડી—જાગોરે.
સાદડી પાડુ તો વાહલા, લોકડીઆ જાગે,
અગુઠો મરડુ તો પગના ઘુઘરા ગાજે—જાગોરે
સાસુડી જાગેરે, વેરણુ નણદી જાગે
ઓ પેલી પાડેશણને ઘેર વલોણુ વાગે—જાગોરે
જેને જેવો ભાવ હોય તેને, તેવુ થાયરે,
નરસઇઆના સ્વામી વીના રખે વહાણલુ વાએ—જાગોરે

**અધ્વર્યુકૃત પદ્દર તીથી-લો. મા તીલકનો-ગરબો—**

પડવે, શુ શુરવિર સિહ સિધાવ્યારે,
ઓ કેશરી હિદ કુમાર શુ તલસાવ્યારે
બીજે, બળાપો થાય થયા શુ વિયોગીરે,
અદ્રશ્ય થયા શુ આપ ભારતના ભોગીરે.
ત્રીજે, તિલક વીર હિદનો હીરોરે,
ગુમાવ્યો નર તે નાર મળે કયા વીરોરે
ચોથે, તે ચતુરાઇ તરીતી ઝાઝીરે,
જગાવીઓ ભારત દેશ રહયો આખો ગાજીરે
પાંચમે, પ્રાક્રમ તમારૂં સાલેરે,
હિણભાગી કીધો દેશ કો'ને હવાલેરે
છઠ્ઠે, છેતરી છેહ અમને દીધોરે,
સ્વરાજ્યની આપી આશ પ્યાલો પીધોરે
સાતમનું, તે સત્ય શસ્ત્ર કીધુરે,
હીદુ વિજય કરવા કાજ બીડું લીધુંરે.

**આઠમે,** તો આશ મોટી રાખીરે,
ચાહોમ કરી સરવસ્વ પ્રેમ રસ ચાખીરે
**નોમે,** તો નર-રત્ન નમેરા કીધારે,
દુ:ખ વેઠયા દેશને કાજ ગયા કયા સીધારે
**દશમે,** દાવાગ્નિ ઉર સળગ્યોરે,
વાદળ રૂપી એ યમ વેરી વળગ્યોરે
**એકાદશી,** જે વ્રત છે ફળ હારીરે,
વ્રત કરવા કિયે દેશ ગયા ગુણશાળીરે
**બારસે,** બેડી ધરી દેશ માટેરે,
ખટ વર્ષ રહ્યા શુ કેદ સત્યને સાટેરે
**તેરસે,** ત્રણ વાર જેલ મહેલ શોભાવીરે,
પળાવવા તનના ટેક ગયા સૌ હારીરે
**ચૌદશે,** ચિતવન તમારૂ કરીયેરે,
દીન રજનીને ક્ષણ ક્ષણ, ધ્યાન તો ધરીયેરે
**પુનમે,** તુજ પ્રેમ રદયમા રાચેરે,
લોકમાન્ય દો કઇ આદેશ—રદય એ યાચેરે

**શ્રી રણછોડજીની પદર તીથીઓ—:રાગ ગરબી —**

સખી પડવે પુરણ બ્રહ્મ, જે કોઈ જાણેરે,
રૂડો રણછોડજીરો ધર્મ વેદ વખાણેરે,
સખી બીજે, બોડાણોજી બોલ બોલ્યા એવારે,
રાખશો તો રહેશે તોલ, ઉપજે એવારે
સખી ત્રીજે, તે તુલસીના 'વન પ્રભુજીને પ્યારારે,
હાથમા વાવે હરિના જન, શોભે સારારે

સખી **ચોથે** ચાલ્યા જાય, વસમી વાટેરે,
રૂદીયામા રણુછોડરાય, મળવા માટેરે
સખી **પાંચમે** પળીયા પથ, તડકા તનમારે,
સેવા કરે હરિના જન, મોહ્યા મનમારે
સખી **છઠ્ઠે**, છાપા અગ, ધણિના ધરીયારે,
રાખે રૂદિયા સાથે રગ, હવે મન હરીયારે
સખી **સાતમે**, સુદર શ્યામ, મોહન મળીયારે,
હુ તો આવીશ તમારે ગામ, ફેરા ફળીયારે
સખી **આઠમે**, જોડી વહેલ, બળવત બેઠારે
પુરવ દેશમા કરી મહેર પથમા પેઠારે,
સખી **નોમે**, નમવા જાય, આણી ટેકરે,
સેવક સુતા સાંગીમાય, હરી રથ હાકેરે
સખી **દશમે**, આવ્યા **ડાકોર**, હરજી રસીયારે,
તે ઠેકાણે ઠાકોર, વ્હાલો મારો વસીયારે,
સખી **એકાદશી**, ના દન, **ગુગળી** ઘેરયારે,
મધરાતે આવ્યા મહારાજ, હેરણુ હેરયારે
સખી **બારસે**, બાંધ્યા છે બધ સેવકને છાનારે
**સોનુ તો સવા વાલ** પુજીમા પામ્યારે,
સખી **તેરસે**, ગુગળી ઘેર, પાછા ફરીઆરે,
મધરાતે આવ્યા મહારાજ, કારજ સરીયારે
સખી **ચઉદશે** ચરણામૃત પ્રેમે પીધારે,
હરી કહણુ નદનાલાલ સદેશા ન કીધારે.

સખી પુનેમે, પુજા થાય, શોભા સારીરે,
દરસન કરવાને જાય, નરરે નારીરે
સખી પદર તથા સાતવાર, જે કોઇ ગાશેરે,
તેને મળશે દ્વારકાનો નાથ વૈકુઠ વાશેરે.

—:રાગ ગરબી—( શકર વર. )



આજ મારે ઘેર સોહેળોરે, શકર આવ્યા બાર,
ઊમીયાએ તપ માડીયો, વરૂ શિવશકર ભરથાર
શકર વર સજ કરો—(ટેક)
ઊમયા ઉભા તપ કરેરે,
જોવા આવ્યા ઇશ,
મહા વનમા તપ માડીયા, તેને વહી ગયા જુગરે પચીસ–શં
મે તમને વર આપીયોરે, ઊમયા જાઓની ઘેર,
મેનાને મદીર વસો, મારે કરવી છે કઇએક પેર–શ
ઊમયા ઉઠીને આવીયારે, માને લાગ્યા પાય,
મેના મા મે વર વર્યો, જેને ચૌદ ભુવન મુખમાહ્ય–શ.
મેના મુખથી બોલીયારે, સાભળ ગવરી વાત,
ભીખારીને શું વરા, એની કોઈ નથી જાણુતુ જાત–શ.
ઘરડો જોઇ લાજ નહીરે, બોલા મુખથી વાણ,
બીજો વર હુ નહીં વરૂ, શિવશકર પાખે જાણુ–શ.
વૃદ્ધ વૃષભે ચડી આવીયોરે, જોગી સરખુ રૂપ,
એ વરને તુ શુ વરા, બીજા છેરે ભૂતળમા ભુપ–શં.
વાઘાંબર શિવ હોડણેરે, મસ્તકે બ્રહ્મ કપાળ,
નાગ હાર હારાવળી શિર, કઠે સોહચે રૂદમાળ–શં.

જટાજુટ ભસ્મે ભર્યોરે, અંગે વીંટયા નાગ,
મેના મનમાં લાજીયા, એને નથીરે દીધાનો લાગ-શ
મેના મુરછાગત હવારે, પડીયા ધરણી હેઠ,
ઉમયાએ મનવીમાસીયુ, મારે કરવી તે કંઇ એક પેર-શ.
ઉમયા કહે સુણો નાથજીરે, મેના થઇ છે મૂઢ,
તુજને કો જાણે નહીં તારૂં આદ અંતર તે ગૃઢ-શ.
ઉમયા કહે સુણો નાથજીરે, કરોની રૂપ પ્રકાશ,
પુરમાં જોવા સહુ મળ્યા, તારી થાયરે જગમાં હાસ-શ
વચને રૂપ પ્રકાસીયુરે, સુરજ કોટિ પ્રકાશ,
સોળ કળા શશી જગમગે, ગંગ મસ્તકે લીધો વાસ-શ.
શંકર નામે સાભળ્યો રે, વસે તે વાસ કૈલાસ,
કાને કુંડલ હળહળે, ઉર કૌસ્તુભ મણિનો હાર-શ.
મે તુને જાણ્યો સદારે, ઓળખીયો એણીવાર,
વચને વિશ્વભર થયા, જોઇ હસવાને લાગી નાર-શ
શંકર -સજ થઇ આવીયારે, ઉભા તોરણ બાર,
મેના મનમાં હરખીયા, હવે છે રે દીધાનો લાગ-શં
પોખી લીધા પદમનીરે, પીઠી નાખી ચાર,
નાક સાહી વર નરખીયારે, જીરે બેસણ સુનાના પાટ-શં
કન્યાએ કંકણ પેહેરીયારે, પડી પાનેતરે ગાંઠ,
અંતર પટ આડે ધરયા જીરે, હોઇરે તંબોળે છાંટ-શ.
ઉમયા શંકર પરણીયારે, પોતા મનમાં કોડ,
કૃષ્ણબાઇ ચરણે નમે, મળી સરખેને સરખી જોડ-શં.

"નાગર સ્ત્રીઓમાં ગવાતા ગીત" માંથી.

## પ્રીતમકૃત—:રણુછોડજીની ગરબી:—

ધન્ય ડાકોર રૂડુ ગામ, વસે મારો વહાલોરે,
શામળીઓજી ચતુર સુજાણ, તેને જોવા ચાલોરે
બહુ બોડાણાની પ્રીત, પ્રભુજી પધારયારે,
અહીઆ આવી ઉત્તમ કીધા કે, અધમ ઓધારયારે
ઘણા પાપી તે પાવન થાય, દરશન કરતારે,
દુખ જન્મ મરણના જાય, સામા ડગ ભરતારે
એવો આનદ રૂપી અખડ, અતરજામીરે,
વહાલો પ્રેમ તણે વશ થાય, પ્રીતમનો સ્વામીરે,
એતો ભક્ત તેણે વશ થાય, પ્રીતમનો સ્વામીરે

### — કકોત્રી —

કકુ છાટી કકોતરી મોકલે, કોડે કા'વે સુભદ્રા બેન–વીરા વહેલા આવજો
દેવ દુદાળાને લાવજો, એ છે પાર્વતીના પુત્ર–વીરા વહેલા આવજો
શ્રીકૃષ્ણ બળદેવ બે બાધવા, પવિત્ર પીતા વાસુદેવ–વીરા વેહેલા આવજો.
પાચ પાડવ દાસ તે તમતણા, હરનીશ જપે તમારૂ નામ—વીરા૦
જગતજનેતા દેવકી ને રોહીણી, અજવાળે કી તમારા માત—વીરા૦
ભત્રીજા બલા મન ભાવના, તમ આવે થાશે સુખ ચેન—વીરા૦
રાણી રૂકમણીરે સતભામાને જાબુવતી મહ વીરા વહેલા આવજો
ભીડભજન મારી ભાભીઓ, સોળ સહસ્ત્ર એકસોને આઠ—વીરા૦
કઠ જોઠ દીયરીઆને કોડ ઘણી, તમે ભવતારણ ભગવાન—વીરા૦
સાથે જાદવ સઘળાને લાવજો, બીજી ઉત્તમ વરણ અનેક—વીરા૦
વેદ વાચના વીપ્રને લાવજો, બીજો સર્વે કુટુબ પરીવાર—વીરા૦
થોડુ લખ્યુ ઘણુ કરી વાચજો, પ્રભુ નોધારાના આધાર—વીરા૦
પ્રિતીદ્રષ્ટેયે પધારજો, જેના ગુણનો શેષ ન પામે પાર–વીરા વહેલા આવજો.

**નરસૈમહેતા કૃત— દાણલીલાની ગરબી —**

હાર દાણ માગેરે દાણ, માગે, હારે તારી મીઠડીના બોલ બાણ વાગેરે
હારે કાન કીયા મુનકનો સુબો, હારે કાન મારગ વચ્ચે ઉભોરે
હારે કાન કિયા મુલકનો રસીયો હારે માગ મારગ વચ્ચે વશિયોરે
હારે કાન કિયા મુલકનો દાણી, હારે મારી નવરંગ ચુદડી તાણીરે.
હારે કાન કિયા મુનકનો મેહેતો, હારે કાન મારા મારગ વચમા રહેતોરે
હારે કાન જળ જુમનાને આરે, હારે એમા કોણ જીતે ને કોણ હારેરે
હારે કાન એમા નથી સાકર નથી મેવા, હારે ખાટી છાશમા શુ આવ્યો લેવારે
હારે મહેતા નરસઇના સ્વામીને વારી, હારે ગો, ગોવાળીયામા ચારીરે

**પ્રીતમ કૃત —રાગ ગરબી —**

ગરજીરેતમનેદીઠાતેગીરધારી,મતલબીયાછોમોહનમોરારી ગરજી
મનેરે માયા લાગી છે તમારી, મારે મનઆંઝી છે મોરારી,
વાલારે મને શા માટે વિશારી ગરજી,
પહેલીરેમનેખબરઆવીપડતી, એનીસાથેપ્રીત નહીરે કરતી,
વા’લા તો મને મેલી ગયા રડતી ગરજી
મે તોરેજાણ્યુ ઉજળુ તે દુધહશે, તેનેરેઆનેવાહયામનેછાશે,
રહીતી હુ તો તારે વિશ્વાસે ગરજી
જસોદાના કાન તમેરે કાળા કર્યારે બહુ આખ્યો તણા ચાળા,
તે પર હુ તો મોહી છુ નદલાલા ગરજી
હવેરે હરજી ઘણુ થયુ ગીરધારી ક્ષમા કરો ચુક થઇ છે મારી,
થઇને રહી છુ દાસી હુ તમારી ગરજી
પ્રીતમના સ્વામીમને મળીયા, દુખરેમારાજનમ તણાટળીયા.
ગોપીરે સહુ આનદથી મળીયા ગરજી

**તુળસી વિવાહ —ઃરાગ-ગરબો—**

હમારા તુળસીને મહાદેના માગા,
મહાદેવના માગા દાદા પાછાંરે વાળો
એક જટા ને જળાધારી,
હો રામ તુળસી હરહર બ્રહ્મા—તુળસી બાળકુંવારા.

હમારા તુળસીને બ્રાહ્માના માગા,
બ્રહ્મા તો સૃષ્ટી નીપજાવે—હો રામ તુળસી૦

હમારારે તુળસીને ગણુપતિના માગા,
ગણુપતિના માગા દાદા પાછારે વાળો
ડુંડ મોટી ને શુંઢ લાબી,—હો રામ તુળસી૦

હમારારે તુળસીને ચંદ્રમાના માગા
ચંદ્રમાના માગા દાદા પાછારે વાળો,
કોર ખાંડી ને પાપણુ મોટી—હો રામ તુળસી૦

હમારારે તુળસીને સૂર્યના માગા,
સૂર્યના માગા દાદા પાછારે વાળો,
સૂર્ય આકરો ને તાપ બહુ પડે—હો રામ તુળસી૦

હમારારે તુળસીને દરીઆના માગા,
દરીઆના માગા દાદા પાછારે વાળો,
દરીઓ તો ચોપાસ ભરીઓ—હો રામ તુળસી૦

હમારારે તુળસીને હરમાનના માગા,
હરમાનના માગા દાદા પાછારે વાળો,
તેલ ચઢે ને ચીર ચીગટાય,—હો રામ તુળસી૦

હમારારે તુળસીને કૃષ્ણુના માગા
કૃષ્ણુનાં માગાં દાદા માથે ચઢાવો.
એક ઠાકોર ને બીજી ઠકરાઇ—હો રામ તુળસી હસવારે લાગ્યાં

રૂઘનાથકૃત —:રાગ ગરબી:—

નવા નદ આમના ગોવાળીયા, માહે નંદકુવર સરદાર,
સહુ આવ્યા સાકડી પોળમારે ત્યા રોકી રાધા નાર—નવા.
કે'હાને ગોવાળાને એમ કહ્યું,એને સહુ મળી લો સકેત,
માહેથી જવાના પામે જુવતી, એતો ફરી ફરી દગો દેત—નવા
ભારી હાર તોડી નાખુ નારના ફોડુ મહીડા કેરૂ માટ,
મારે ઘણા દહાડાની દાઝ છે,આપણી ઓળગે છે એ વાટ—નવા
દાણ ચોરી કરીને ઘર જાવું છે, આજ ભલી આવી છે હાથ,
રૂઘનાથના સ્વામીને કેહેવાને, સહુ ભરી લઈશુ સગાથ—નવા

રૂઘનાથકૃત— રાગ ગરબી —

મારો મારગ મેહેલોને માવજી, તમે જવાદો જદુનાથ,
માટ મહિડાનુ ભારે થયુ, મારો જાય સઈયરનો સાથ—મારો.
કેમ રોકી રહ્યા છો કહાનજી, કાઈ શુ કરવુ છે કામ,
મારો પાલવ મેહેલો પાતળા, અળગા રહો સુદર શ્યામ—મારો.
દાણ દધિનુ જાણ્યુ નથી, નવુ નહિ થાય આજ,
પરનારિને નવ રોકીએ, કપરૂ છે કસનું રાજ—મારો.
ગેડી ગોવાળે ઉચી કરી, ત્યારે જોડયા ગોપીકાએ હાથ,
રૂઘનાથના સ્વામી શામળા, મારૂ જાણે જગનાથ—મારો.

રૂઘનાથકૃત— રાગ—ગરબી —

તુને જાવા નહિ દેઉ જુવતી, દાન લીધા વિના આજ,
શાને વાત કરે છે વઢવા તણી, વહેવારમા શી લાજ—તુને.
ઓરથી ત્યા હરખી વાહવાહ પીઉ, લાવો લાવો કરે તે કોક,
રાજ કંસરાયનું કેટલુ, મારો અમલ છે ચઉદ લોક—તુને.

તુ અજાણી થઇ ગોપીકા, મારૂ નવ દીધુ તે દાણ,
ચાર જુગમા નદરાયનુ, દાણ ગોરસનુ પરમાણ—તુને
મે ઘણી ઘણી દીઠી ગોવાલણી, ઠગ તુજ સરખી નહી કોય,
રૂઘનાથના પ્રભુને છેતરી, કેવી જાય છે આજ જોય—તુને.

**રૂઘનાથકૃત—રાગ ગરબી—**

અલ્યા વેગળો રહે વરણાગીયા, મે જોયુ તારૂ જોર,
કુસ સારૂ નાશી આવીયો, થઇ રહયો નદકીશોર—અ૦
આશા અભિમાને બોલવુ, ક'હાન કીજે નહિ મોટાઇ,
પુલ અજાણ્યા આગળ હાકીએ, વાહાલા હુ નહી જાઉં વહાઇ—અ૦
વાત જવા દેને દાણની, પીઓ તો ગોરસ પાઉ,
તમે નવરા છો નદલાલજી, હુ મારગ ખોટી થાઉ—અ૦
મહિ મીઠા બોલે તો મળે, વાહાલા વઢવાની શી વાત,
રૂઘનાથના સ્વામી શામળા, મળીશુ માઝમ રાત—અ૦

**નરસીંહમહેતા કૃત.—સુભદ્રાજીનુ મોસાળુ—રાગ ગરબી**

હસ્તિનાપુર થકી પત્રજ આવ્યુ, વાસુદેવે તે પોતે વચાવ્યુ,
માતા દેવકી કહે મારે જાવુ, જીવણજીને મોકલોરે મોસાળુ,
સુદીર વરને મોકલોરે મોસાળુ—૧
બળભદ્ર બધાવીનેરે જોડ, તમે તેડી ચાલો રણછોડ,
જેમ પોહોચે બેનજીના કોડ—જીવણજી૦ સુદીર૦—૨
તેડી ચાલો ઓધવ—અક્રુર, સાથે જાદવ સઘળારે શુર,
નથી હસ્તિનાપુર કાંઇ દુર—જીવણજી૦ સુદીર૦—૩
ઉગ્રસેન એણીપેર બોલે, નહિ ધર્મ તણે કોઇ તોલે,
જાવુ સગાં સબધીને બોલે.—જીવણજી૦ સુદીર૦—૪

પાચ પાંડવ દાસ તમારા, એ તો વહાલા સગારે અમારા,
તમે જાઓને જુગના અધારા—જીવણુજી૦ સુદીર૦-૫
શ્રી કૃષ્ણ કહે મારે જાવુ, જઇ સગા સમો તારે થાવુ,
પાંડવો ઘેર પગરણ આવ્યુ—જીવણુજી૦ સુદીર૦-૬
રાય સાડયા તે યજ્ઞની રીતે, પુરૂષોતમ સાડયારે પ્રીતે,
હરી લઇ ચાલ્યા નવનીધે—જીવણુજી૦ સુદીર૦—૭
વિવિધ વસ્ત્ર લીધા અતિ સાર, ચીર ચુદડી મુક્તાફળ હારં,
બીજા સાથે લીધા સણુગાર—જીવણુજી૦ સુદીર૦—૮
સોળ સહસ્ર એકસો નેરે આઠ મળીઆ ઠકરાણીના ઠાઠ,
સુભદ્રાજી જુએ છે વાટ—જીવણુજી૦ સુદીર૦—૯
સત્યભામા ને જાબુરેવ તી, રાણી રૂક્ષ્મણીનેરે રેવતી,
સાથે લક્ષ્મીજીનેરે રતી—જીવણુજી૦ સુદીર૦-૧૦
સાથે સુભટ મળ્યા છેરે જોડે, છપ્પનકોટી જાદવ ચડયા ઘોડે,
વાગે ઢોલ દુદુભીની જોડે—જીવણુજી૦ સુદીર૦-૧૧
રથ રેવત ઝાકઝમાળ, ધોરી કોટે છે ઘુઘરમાળ,
આવી પહોંચ્યા છે દીન દયાળ

જીવણુજી આવીયારે મોસાળે, સુદર વર આવીયારે મોસાળે -૧૨
આવી પ્રહોચ્યાછે અતરજામી, ત્યાતો ધર્મ રહ્યા શીશનામી,
મળ્યા મેહેતા નરસૈયાના સ્વામી
જીવણુજી આવ્યારે મોસાળે, સુદર વર આવીયારે મોસાળે.-૧૩

## સુભદ્રાજીનાં અવસરની વધામણી—રાગ ગરબી—

હસ્તિનાપુરથી પત્રજ આવ્યુ, વાસુદેવે તે પોતે વચાવ્યુ,
પાંડવો ઘેર પગરણુ આવ્યુ, મોહનજીને મોકલોરે મોસાળુ,
જીવણુજીને મોકલોરે મોસાળુ૦—૧

વિપ્ર વધામણી લઇ આવ્યા,કાગળીઆ શ્રીકૃષ્ણજીને વ ચાવ્યા,
લઇ વાસુદેવજી પાસે આવ્યા, મોહનજીને મોકલોરે૦
જીવણુજીને૦—૨

એટલે બોલ્યા તે દેવકી માત, તમે સાભળો શ્રીકૃષ્ણ વાત,
મોથી બેનીને અવસર ભ્રાત-મોહનજીને૦ જીવણુજીને૦—૩
હવે કૃષ્ણ કહે મારે જાવુ, જાદવ કુળમા સરવેને કહાવુ,
માતા દેવકી કહે તત્ક્ષણ જાવુ -મોહનજીને૦ જીવણુજીને૦—૪
ઉગ્રસેન એણીપેર બોલે, ના આવે ધર્મ તણે કોઈ તોલે,
જાવુ સગા સબધીને બોલે-મોહનજીને૦ જીવણુજીને૦—૫

## સુભદ્રાજીનુ મોસાળુ—રાગ ગરબી—

મોહનજીએ મોકલ્યુરે મોસાળુ,જીવણુજીએ મોકલ્યુરે મોસાળુ,
મારૂ મોસાળુ મલપતુ આવે, મેઘાડબરની પેઠે ગાજે,
મોહનજી૦-જીવણુજી૦
મારૂ મોસાળુ આવ્યુરે શેરી, મે તો કુલડા નાખ્યા છે વેરી,
મોહનજી૦-જીવણુજી૦
મારૂ મોસાળુ આવ્યુરે પોળે, મે તો નાળીએર વધેર્યાં છે જોડે;
જીવણુજી૦-જીવણુજી૦

મારૂ મોસાળુ આવ્યુ છે ખડકી, મારી હુઝણી ઝોટો ભડકી,
મોહનજી૦–જીવણજી૦
મારા આવ્યા છે ભાઈભોજાઇ, મેતો ધબકે શુ સેવ ઓસાવી;
જીવણજી૦–જીવણજી૦
મેતો ખોબલે ખાડ પીરસાવી, મારી નાની નણદ રીસાવી;
મોહનજી૦–જીવણજી૦
નણદી આવડો ન કરીએ હાડો, નહી દેખાડુ પોળકે પાડો;
મોહનજી૦–જીવણજી૦
નણદી આવડો ન કરીએ ટેક, નહી દેખાડુ રૂપૈયો એક;
મોહનજી૦–જીવણજી૦
નણદી આવડુ ન કરીએ ઝાઝુ, મારા વીરા વડે હુ તો ગાજુ,
મોહનજી૦–જીવણજી૦

—:રાધા વિવાહ—

પ્રથમ શ્રી સારદા વરણવુ, શ્રી ગુરૂને લાગુ જી પાય,
વહેવા ગાઈએરે રાધા કૃષ્ણનો મનમા હરખ નમાય
બ્રીજ મડળ અતિ શોભતાયે, ત્યા વસાવ્યાજી ગામ,
બ્રિજ અતિ શોભતાયે, ત્યા બરસાણારે ગામ
આહિર સૌ કોઇ ત્યા વસે, અધિ પતી છે ભીખુભાણ
તેને તે એક પુત્રી હતી, પાડયુ રાધારે નામ,
કાલુ ને ઘેલુ બોલતી વ્હાલી લાગે ઠામોઠામ
સાત વરસનો સમો થયો, થયો કન્યારે કાળ,
માત પિતા બંધુ હરખીયાં કરે વહેવાના વિચાર.

ટોળે મળીરે સર્વ સુંદરી, વીનવે પોતાની વાત;
ઉપવન રમવા અમે જઇએ, રમવા રાધા-એ સંઘાત-વરરે૦
વચન શુણીને મન હરખીયા, તેડી પોતાનુ તન
આભુષણ અંગે ધારીયા, થયા સૌ ખુશી જન.-વરરે૦
વદન જોતીને દ્રષ્ટે ન્યાળતી, લેતી ભમિણુલારે માત,
આજ્ઞા માગીને સંચર્યાં, રમવા સહીયરો સાથ-વરરે૦
કંઠ ઉપર કર નાખીને, હસતી ચાલીરે વન,
વનની શોભારે શી કહુ, થાકે સહસ્ત્ર વદત -વરરે૦
ઉપવન અતિ સર્વે શોભતા, વૃક્ષ જાળ તાલ તમાલ,
લવીંગ લતા અને કેતકી, મધુકર કરેરે ગુંજાર-વરરે૦
મોર ચકોરને કોકીલા, કરે શબ્દ રસાળ,
બપૈયારે પિયુ પિયુ કરે ને રમે બ્રિજનારે બાળ-વરરે૦
કો પદરની ને શોળની, સઘળી સરખે પ્રમાણ,
કો ગોરી ને શામળી, કોઇ ભીનેરે વાત-વરરે૦
ચતુર શીરોમણી રાધિકા, રામા રૂપનુ ધ્યાન,
સઘળા સખામળી ગોપના, આવ્યા જ્યા ભગવાન-વરરે૦
રમીએ તે સર્વે સામટા, કરીએ એક વિચાર,
આભરણ ધરીએ પુષ્પના, સજીએ બહુ શણગાર-વરરે૦
ફુલના ચણીયા ને ફુલની ઓઢણી,ફુલની ચોળીને ચીર,
ફુલે ફુલી સઉ સુંદરી, અલબેલી આહીર-વરરે૦

---

વલણ } રમે રાધિકા રૂપમા રંગ રાતી, ફરે કામિની ફેરી જોબનેમાતી.
સર્વે સુન્દરી એકઠી ઠામ પામી, મળ્યો તેને સુંદરીનારે સ્વામી.

ગેડી દડો રમે કૃષ્ણજી, રમતા આવ્યા વન,
નયને તે નીરખ્યાં રાધીકા, નીરખી મ્હોયાજી મન–વરરે
કામિની કહે સુણો કૃષ્ણજી, સુણો મુખનીરે વાત,
અમને રમાડો કે તમે રમો, દડો આવેજી હાથ–વરરે૦
દડો લઇ દામોદરે, ફેંકયો રાધાની પાસ,
હસતેરે હસતે ચાલીયા, અમશુ કરોરે હાસ–વરરે૦
તમેરે થાઓ વર લીઠલા, રાધા કન્યારે થાય,
એમ કરીએ વર બેવડો, જુગમા જોડું કહેવાય–વરરે૦
વિધાત્રાએ વારૂ કીધુ, સરખા સરખીરે જોડ,
કોઇ જરી ન કાઢી શકે, ગુણ રૂપમા ખોડ–વરરે૦
એક રાધાનીરે મા થઇ, એક કૃષ્ણની માત,
બોલ મેળાપ કન્યા હવા, સોવાસણ મળી ચાર–વરરે૦
એક કદમનેરે છાયડે, કરવા સઘળીરે રીત,
પીઠી તે પ્રમદાને ચઢે, ગાય વેવાહનારે ગીત–વરરે૦
કહાન કુવર પરણાવીએ, બેને કરી વરમાળ
માનીની સર્વે ટોળે મળી, ખુશી થઇ તત્કાળ–વરરે૦
ચતુરાયે તે ચોરી રચી, બાંધ્યો કંકણ હાથ,
છોડને છોરા દોરડો, તેડ તારા નંદજી તાત–વરરે૦
કંકણ હરિથી છુટે નહિ, કરવા સઘળીરે રીત,
ઘુંઘટડો તે ગ્રહી કરી, જોતી હરિ ધરી પ્રીત–વરરે૦

વલણ } ગ્રહી ઘુંઘટો કામિની કથ જોતી,
ભરી નેનને માનીની મન મ્હોતી.

વદન વિકાસ્યુરે વિઠ્ઠલે, ઠગવા ગોપીરે નાર,
ધ્યાન ધરે જોગી તણા, રામા ઘેર રમત અપાર—વરરે૦
કૃષ્ણજી કહે શુણો કામિની, મારા મુખનીરે વાત,
નિત્ય ઉઠી રમવારે આવજો, કરશુ આવો સઘાત—વરરે૦
રમીને રાધા ગઇ એકલી, આવી પોતાને ઘેર,
કુંવરીનુ મુખ કરમાઇ ગયુ જનનીએ પુછીરે પેર—વરરે૦
કામણ કરીનેરે કુંવરી, રમી તુ કોની સાર,
શુણ માતા વર વિઠ્ઠલો, રમી તેનીરે સાથ—વરરે૦
સહિયર મળીને વહેવા કર્યો, સસરા શ્રી નંદરાય,
સાસુ મારીરે જસોમતી, કર્યા વર જગરાય—વરરે૦
ચતુરાયે ચોરી રચી, રચ્યો સાર કંસાર,
વેદ મંત્રે તે જમાડીને, પામ્યા હર્ષ અપાર—વરરે૦
સોનાના થાળ અણાવીયે, રૂપલા ઝારીરે હાથ,
ઘી અણાવોરે ગૌરી તણા, પીરસો સૌ સાથ—વરરે૦
કૃષ્ણ જમાડે રાધાજીને, કૃષ્ણ ને રાધીકાય,
પરણીને ઉઠયારે પ્રેમદા, સુંદરી સાસરે જાય—વરરે૦

**લગ્ન ગીતાવળી—પ્રભાત—રાગ-ગરબો—**

સુરજ ઉગ્યારે કેવડીઆની ફણસે કે વહાણેલા ભલે વાયારે,
સુતા જાગોરે વાસુદેવના નંદ કે વાહાણેલા ભલે વાયાંરે.
તમ જાગેરે જાગે સહુ દેવ કે વાહાણેલા ભલે વાયારે,
લેજો લેજોરે પીતળના લોટા કે વાહાણેલા ભલે વાયારે.
દાતણ કરજોરે તુળસીને ક્યારે કે વાહાણેલાં ભલે વાયાંરે,

મુખ ધોજોરે ગંગાજળ પાણી કે વાહાણેલા ભલે વાયાંરે
મુખ લુછજોરે પામરીઆને છેડ કે વાહાણેલા ભલે વાયારે,
નામ લેજોરે શ્રી રામના નામ કે વાહાણેલા ભલે વાયારે.
સુરજ ઉગ્યોરે કેવડીઆની ફણુસે કે વાહાણેલા ભલે વાયારે,
સુતા જાગોરે ફુલાણીના કથ કે વાહાણેલા ભલે વાયારે.
તમ જાગેરે જાગે સહુ લોક કે વાહાણેલા ભલે વાયારે,
લેજો લેજોરે સડાસના લોટા કે વાહાણેલા ભલે વાયારે
દાતણ કરજોરે ઉકરડાની ટોચે કે વાહાણેલા ભલે વાયારે,
મુખ ધોજોરે ખાળકુડીના પાણી કે વાહાણેલા ભલે વાયારે
મુખ લોજોરે મસોતારે છેડે કે વાહાણેલા ભલે વાયારે,
નામ લેજોરે તમારા બાપના નામ કે વાહાણેલા વાયારે

— રૂખમણી હરણ —

પ્રથમ શ્રીગુરૂ પદ પ્રણમુ હુ પ્રીતે શ્રી કૃષ્ણ રૂપ હૃદે ધરૂ,
શ્રી રૂખમણીજીનો વિવાહ સક્ષેપે, પદ બધ પ્રેમ ધરી કરૂ
શ્રી ભાગવત દશમસ્કધ મધ્યે ત્રેપનમા અધ્યાય વિષેરે,
શુકજી કહે સુણો રાય રૂખમણીજીનુ હરણ કર્યુ દ્વારિકાધીશેરે
વૈદર્ભ દેશ વિખ્યાત રાજાજી, કુંદન પુર ત્યા કોડામણુરે,
રાજ્ય રૂડુ ભીમકરાય ભુપતિનુ, ભાગ્ય શું વરણવુ તે તણુરે.
પાચ પુત્ર તેમા જયેષ્ઠ રૂકમૈયો, પુત્રી છે એક શ્રી રૂકિમણીરે,
પ્રકટ્યા છે શ્રી મહાલક્ષ્મીજી પોતે, ગુણ શા શા ગાઉ હુ તેનાવળીરે
કન્યા કાળ કુવરીનો આવ્યો, માતા પિતાએ મન ધરીયુરે
રૂપ ગુણ સમોવડ શી રીતે, શ્રીકૃષ્ણ વરે વીચારીયુ રે,
કુટુંબ સહોદર સૌ કો ને ભાવ્યું, એક રૂકમૈયાને ના ગમ્યુ રે.

એરે ગોવાળ ક્યમ વરે મારી ભગિની,કન્યા દીધી ત્યા નમ્યુરે,
દમ ઘોષનો સુત શીશુપાળ રાજા, કુળવત છેજગનામનારે
તેની સઘાતે મારી બેન પરણાવુ, સમર્થ કો સમે કામનારે,
એમ કહી તતકાળજ ભિઠયો, વેગે કહાવ્યુ શિશુપાળનેરે.
લગ્ન ઉપર જાન લઈવહેલા આવો, સગે બાવે બહુ ભુપાળનેરે,
શુણી એમ સન્માન સૌ ઉઠયા, ઉદ્યોગ માડો વહેવા તણોરે
શુણી રૂકિમણીજીને તો ઝાળ લાગી, ઉર પરિતાપ થયો ઘણોરે,
જે જે દેશથી જે દ્વિજ આવે, તેને પુછીને નિશ્ચે કર્યુરે.
સર્વે કુહે નહિ કો કૃષ્ણ તોલે, સાભળીને ચિત્ત ત્યા ઠર્યુરે,
નારદે પણ કહ્યુ સૌ ગુણ પુરણ, એક શ્રીકૃષ્ણ નિશ્ચય કરીરે
એમ શુણી દેહ આત્મા પોતાનો, મન થકી અર્પ્યો શ્રીહરિરે,
અન્ન ન આવે ને નિદ્રા ન આવે, કહેવાય નહી દુખ કોઇનેરે,
નાથ સભારે ને વિશ્વાસ મૂકે, રાત દિવશ કાઢે રોઇનેરે,
એવામા જાન લેઇ શિશુપાળ આવ્યો,સાથે છેરાજા બીજા બહુરે,
કાશી રાજા દતવક્ર જરાસઘ, શાલવ સહિત સેના સઉરે
સ્હામા જઇ ભુપે સન્માન કરીને, લાવી ઉતાર્યા છે બાગમારે,
આવ્યો છે કોડ જશે મોટી ખોડે, ધિક્કાર ફ્ટ એના ભાગ્યમારે
દુષ્ટ આવ્યો શુણી કુવરીજીને, તાલાવેલી લાગી તનમારે
કેમ કરૂ કોની સઘાતે કહાવુ, ધારે વિચારે છે મનમારે,
એવામા એક આશ્રિતદ્વિજ ધરનો, આવ્યો દેખી ધાર્યુ ચિત્તમારે,
શાન કરી તેડીને સુકુમારી આવો ગુરૂજી એકાતમારે.
તેડી બેસાડી કીધો મનસુબો, પત્ર લખી એક આપીયુરે,
દ્વારા મતિ પતિને જઇ કહેજો, જેવુ છે ઉર સુખ આપીયુરે.

ત્રણ દિવસમા છે લગ્ન તે કહેજો, વહેલા વળીજો પેખુ પથનેરે,
અબીકા પુજી પાછી વળુ જ્યાથી મુજેને વરે કહેજયો કથનેરે
શીખવી સ દેશો ને વિપ્ર વળાવ્યો, વાડવ ચાલ્યો વેગે કરીરે,
વાત છે તે ગમતી એક દિવસમા દ્વારિકા દેખાડી શ્રી હરિરે,
નિરખતો નગર શોભા દ્વિજ ચાલ્યો, જોઇ પ્રસન્ન બહુ થયોરે
પુછતો પુછતો હરિ મ્હેલે આવ્યો, દ્વારે આવીને ઉભો રહ્યોરે,
પ્રભુજીને કહાવ્યુ પ્રતિહારી સાથે, કહે કોઈ બ્રાહ્મણ આવીયોરે
આજ્ઞા જો હોય તો મ્હેલમા આવે પત્ર કોઈનુ લાવીયોરે,
દ્વારપાળે સભળાવ્યુ પ્રભુજીને, પત્રની વાત ત્યા સાભળીરે
નાથ કહે લાવો દ્વિજ રખે ખાળો, અતરજામી બોલ્યા હશીરે
સાભળી વચન ને સેવક દોડયા, ભટજીને ભુવનમા લાવીયારે.
દેખી પ્રભુ સિહાસનથી ઉઠયા, દ્વિજ વર ત્યા પધરાવીયારે,
અર્ધ્યપાદ સહિત પુજા કીધી વિધિએ, વદન કીધુ વિશ્વભરેરે
ભોજન કરાવીને તબોળ આપ્યુ, પોઢાડયા ચાર શૈય્યા પરેરે,
પાસે બેઠા એક શ્રી હરિ પોતે, અવર નહિ કોઇ તે સમેરે.
હસ્ત જોડી શ્રી હરિ એમ બોલ્યા, ધન્ય ભાગ્ય પધાર્યા તમેરે,
તમ સરખા મહામુની વર દુર્લભ સતોષી સત તપોનીધીરે.
વિનય વિવેક મધુર વચનથી, આગતા સ્વાગતા બહુ કીધીરે,
કહો રૂષિ કારણ આવ્યાનુ હવે, કોણ દેશથી આવીયારે
વૈદર્ભ દેશ વિષે અમો વશીએ, પત્ર આપ્યુ એક લાવીયારે,
આદર સહિત લીધો પત્ર પ્રભુજીએ, પ્યારીનુ છે ઉર આપીયુ રે.
જોતા આસુના બીંદુ માહે દીઠા, વિરહમુદ્રા માહે છાપીયુરે,
પ્રીતી પ્રિયાની લહી નેત્ર ભરાયાં, ગદગદ કંઠ થયા ઘણુંરે.

પત્ર આપ્યુ પાછુ ભટજીના કરમા, વાચો તમે અને હુ શુણુરે
વાચે છે વિપ્રને શામ ધરે શ્રવણે, પ્રથમ લખ્યુ એમ પ્રેમદારે;
સ્વસ્તી શ્રી દ્વારિકાના નાયક, રાજ રાજેશ્વર છો સદારે
ત્રિભુવન નાથ અનાથના બધુ સમર્થ ચતુર ચિંતામણીરે,
કુદન પુરથી લિખીતગ તમ પદ પકજ કિંકરી રૂકિમણીરે
પ્રાણપતિ અભિવદન તેના અગણિત સેના લાવજોરે,
જેમ અત્રે રાખી છે તેમજ રહી છુ કુશળ સહીત વહેલા આવજોરે
અપરચ એજ લખ્યા કારણ છે સૌ ગુણનીધિમા શુણ્યા હરિરે.
તે થકી ચિત્ત મ્હારૂ લોભાણુ, મન થકી હુ તમને વરીરે,
આપ કહેશો કુળવત કન્યાને, ન ઘટે કહેવુ સ્હામુ કથનેરે,
તોપણ સત્ય લૌકિકની રીતે, પળવુ પુન્યના પથનેરે
હુ તો તમારી સદા છુ વિચારો, તે માટે મન તમમા ઠરેરે,
પણ કીર્તી શુણી વિશ્વમા વનિતા, કોણ એવી તણુને ના વરેરે
માટે સોવાતની એકજ કહુ છુ, આવે સમે રખે ચુકતારે
ત્રણ દિવસમા છે લગ્ન પારવતી, પુજી ત્યાથી રખે મૂકતારે.
તેડયો રૂકમૈયાનો શિશુપાળ આવ્યો, બીજા સૌને તમે ભાવતારે,
સિંહનો ભાગ શિઆળ ના પામે,, જોજો આળસ ઉર લાવતારે
આળસ કરશો જો જીવન મારા, તો મારા પ્રાણ નિશ્ચેજશેરે,
જન્મો જન્મ તમને નહિ ભુલુ, જયારે મળીશુ ત્યારે સુખ થશેરે.

**વલણ.**

સુખ થશે પ્રિયતમજી, જ્યારે ગ્રહેશો હાથ,
દાસ ભણી દયા કરો, પ્રભુ દીનાનાથ

—કુવરી ગીત—

જીરે પ્રભાતે રાધાની આડી જાગી,
તેના મનમા તે ચટપટી લાગી—કુવરીએ શુ કર્યું.
તે તો દુખના ડુંગર રેલ્યા, તે કુળના મારગ મહેલ્યા—કુવરી૦
તે તો કુળમા લગાડી ખામી, ત્હને કોણ મળ્યો છે સ્વામી—કુવરી૦
તુ તો મીઠીને તને કોણે દીઠી, ત્હને કોણે ચઢાવી પીઠી—કુવરી૦
તે તો કઇ નગરીમા હત વહેચ્યો, તે ચુડો કોનો પહેર્યો—કુવરી૦
તે તો ક્યારે માંડવડા રોપ્યા, ત્હારા વરને કોણે પહોંકયા—કુવરી૦
ત્યા તો કયા દેવતા આવીયા,
ત્હને વેદ કોણે ભણાવ્યા—કુવરી૦
તને કોણે ઓરાઢી વરણી,
તુ કોની સાથે પરણી—કુવરી૦
ત્યા કોણે કર્યું સૌ તૈયાર,
તને કોણે જમાડયો કંસાર—કુવરી૦
તે તો જીવતા શીશ મ્હારા વહેર્યા,
પાનેતર કોના પેહેર્યા—કુવરી૦
તે તો જીવતા શીશ મ્હારા સાધ્યા,
તે મીંઢળ કોના બાધ્યા—કુવરી૦
તને કોણે આ મતિ આલી,
વરમાળા- તે કોની આ ઘાલી—કુવરી૦
ત્યા તે કોણે કહયા ને કોણે સાભળ્યા,
તારી કોણે ઉરાડી વાત.—કુંવરી૦

---

જીરે પ્રભાતે રાધિકા રાણી જાગીરે,
તે તો માતાને કહેવા લાગીરે—**માતા મે સારૂ કર્યું.**
મે તો દુખના ડુંગર નથી રેલ્યા,
મે કુળ મારગ નથી મેલ્યારે—માતા૦
મે તો કુળમા લગાડી નથી ખામી,
મને મળ્યો છે રાજનો સ્વામી—માતા૦
હુ તો મીઠી ને જશોદાએ દીઠી,
મ્હને સૈયરે ચઢાવી પીઠી—માતા૦
મે તો મથુરા નગરે દત વેર્યા,
મે ચુડલા અવિચળ પહેર્યા—માતા૦
મારા વનમા માંડવડા રોપ્યા,
મારા વરને ઊમયાએ પહોંકયા—માતા૦
ત્યા તો ત્રીસ કરોડ દેવ આવ્યા,
મને તેણે વેદ ભણાવ્યા—માતા૦
મને ગોપીએ ઓરાડી વરણી, હુ તો શ્રીકૃષ્ણ સાથે પરણી—
મારી સૈયરે સામગ્રી કરી તૈયાર, મ્હને કૃષ્ણે જમાડ્યો કસાર—
મે તો જીવતા શીશ મ્હારા વહેર્યા, પાનેતર પ્રભુના પહેર્યા—
મે તો જીવતા શીશ નથી સાધ્યા, મોહનના મીંઢળ બાધ્યા—માતા૦
મ્હને સદભાગ્યે સુમતિ આલી, વરમાળ વિઠુલની ઘાલી—માતા૦
ત્યા તો ચદ્રે કહયા ને શુણ્યા સુરજે, મારી વાત ઉરાડી પવને—માત૦

**સમાપ્ત.**

# ભજન કિર્તન અને ભક્તિરસથી ભરપુર



## સ્તકો.

| | | |
|---|---|---|
| કાવ્ય દોહન મોટું (ભજન કિર્તનથી ભરપુર) | કીં | ૨ ૦ ૦ |
| ભજનસાગર | ,, | ૦ ૮ ૦ |
| ભક્તશિરોમણી | ,, | ૦ ૮-૦ |
| પારસમણી ભજન સંગ્રહ | ,, | ૦ ૮-૦ |
| ભજનભંડાર | ,, | ૦ ૮-૦ |
| રૂપીરાજના પદ | ,, | ૦ ૮ ૦ |
| છોટમકૃત કીર્તનમાળા | ,, | ૦ ૧૨ ૦ |
| પ્રભાતસંગ્રહ મોટું | ,, | ૦-૬-૦ |
| ભજનમાળા | ,, | ૦ ૮-૦ |
| જ્ઞાન ઉપદેશ | ,, | ૦ ૪ ૦ |
| ભજન રત્નાકર | ,, | ૦-૬-૦ |
| સંતસમાજ ભજનાવળી મોટી | ,, | ૦ ૧૨ ૦ |
| ચતુર સુંદર ગરબાવળી મોટી | ,, | ૦ ૧૨ ૦ |
| ભક્તમાળા (ભક્તના ચરિત્રોથી ભરપુર) | ,, | ૨-૦ ૦ |
| નરસીંહ મહેતો | ,, | ૦ ૧૨ ૦ |
| મીરાબાઇ | ,, | ૦ ૧૨ ૦ |
| સુધન્વા આખ્યાન | ,, | ૦-૮-૦ |
| મચ્છવેધ | ,, | ૦--૮--૦ |
| સુરેખા હરણ | ,, | ૦-૮-૦ |
| અભિમન્યુનો ચકાવો | ,, | ૦ ૬-૦ |

એ શિવાય બીજાં પુસ્તકો માટે પુછો—

મળવાનું ઠેકાણું—

**શા૦ ચુનીલાલ મગનલાલ બુકસેલર.**

રાણીતળાવ—સુરત.

